




અમદાવાદમાં

બીજી વાર 'યુનિયન' પ્રિન્ટિંગ પ્રેસમાં ઘેલાભાઈ
નરસિંહદાસે છાપી પ્રસિદ્ધ કરી.



સન ૧૮૫૦.

૪૩૫૬

# सदेवंत शावळींगानी वार्ता.

॥ શ્રી ગણેશાયનમઃ ॥ શ્રી સારદાએનમઃ ॥ શ્રી ગુરૂભ્યોનમઃ ॥

દોહરો—સમરૂ દેવી સારદાને, વળી ગણપત લાગુ પાય; અવીચળ વાણી આપજ્યોરે, મારી જીભલડીએ જસ થાય. ૧ ગુરૂ નામસેં ગોવીંદ મીલે, ગુરૂ ચરણુકી આશ; ગુરૂ નામકો સમરણુ કરૂં, હોવે રોગકો નાશ. ૨ ગુરૂ નામસેં ગોવિંદ મીલે, હોવે કારજ સીધ; ગુરૂ નામકો સમરણુ કરૂં, મળે સીધ નવનીધ. ૩ ગુરૂ નામસેં ગોવીદ મીલે, ખુલે કરમ સંજોગ; ગુરૂ નામકો સમરણુ કરૂં, મળે સુંદર સુખ ભોગ. ૪ ગુરૂ નામસેં ગોવિંદ મીલે, મીલે વૈકુંઠકો ધામ; ગુરૂ નામકો સમરણુ કરૂ, હોવે મહાબળ કામ. ૫

દોહરો—એક સમે શીવ પાર્વતી, કૈલાશ વનમાં જાય; અસંખ્ય જુગની જોઈ વાવડીને, વળી બેઠાં તેની જોને માંય. ૬

એક દીવસને સમે મહાદેવ અને પારવતી કૈલાશને વિશે બેઠાંછે. તે સમે પાર્વતીએ શીવને કહ્યુંકે, હે ભોળાનાથ તમે મને પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ ભણીના સર્વ દેશો ને તમામ વનની પ્રદક્ષણા કરાવીછે. પણ આ ઈશાન ખુણાના પર્વત તથા વન જે ધોળાગર કેહેવાયછે, તે નથી દેખાડ્યાં; માટે તે મને દેખાડો, ને તે જોવાની મારી ઘણી ઇચ્છા છે તે સાંભળી શીવ કહેછે, હે પાર્વતી એ વનમાં શું જોવુંછે. વનમાં તો પાણીને પાશાણુ વિના બીજું કાંઈ નથી; માટે હુંતો તપ મુકીને નહી આવું. પાર્વતીએ કહ્યું જો તમે ના કહેશો તો હું અલોપ થઈ જઇશ. ત્યારે શીવે કહ્યું, જો તું વનમાં આવીને ત્યાં નાના પ્રકારનાં ઝાડ, ફુલ, ને જનાવરના ચમત્કાર જોઈ હઠ કરીશ તો ? પાર્વતીએ કહ્યુંકે મહારાજ વગડામાં તે શું જોઇ હઠ કરીશ. માટે ચાલો મારેતો કાંઇ હઠ કરવી નથી. એમ કહી મહાદેવ અને પાર્વતી એ વન વિષે ચાલ્યાં જાયછે જ્યાં મધ્ય ભાગે ગયાં એટલે નાના પ્રકારની ફુલની

વાડીઓ ને પથ્થરમાંથી ઝરણના પ્રવાહ ખળખળ વહે જાયછે અનેક પ્રકારનાં પક્ષીઓ ઝીણે સ્વરે ગાયન કરેછે. અને ત્યાં સુગંધીદાર જે પવન તે પણ મંદ મંદ વાયછે તેવું રમણીક વન જોઇ પાર્વતી અંતર વિષે આનંદ પામી શીવને કહેછેકે, મહારાજ આ જગા ઘણી અલૌકીક દેખાયછે. પણ જ્યાંથી આ પવન ઘણો ઠંડો આવે છે, ત્યાં પાણી હશે ખરૂ. નહિતો આવી ઠંડી લેહેર આવે નહિ. તે સાંભળી શીવ કહેછેકે અહીં અસંખ્ય જુગની નાળીએરી વાવ્યછે. ને તે વાવ્યને ચઉસેં ને સાઠ તો પગથીઆંછે. હેવી મહા મોટી વાવ્યછે, ને તેનું પાણી કોઇ ગંગાના નિર્મળ નીર જેવું છે. ત્યારે પાર્વતી કહેકે મહારાજ મનેતો વાવ્ય દેખાડો કે તેની માંહે ઠંડકમાં આપણે જઇ બે ઘડી બેસીએ.તે સાંભળી મહાદેવ પાર્વતીને લઈ તે વાવ્ય ભણી ચાલ્યા, અને વાવ્ય આ-વી એટલે કહેછે કે જો વાવ્ય આવી તે વાવ્ય જોઇ પાર્વતી ઘણી ખુશી થઇ તે વાવ્યમાં જઈ બેઠાં અને શીવને કહેછે, કે હે મહારાજ આ વાવ્યમાં જઈને તેમાંથી પાણી ભરી લાવી મને પાઓ. ત્યારે શીવે કહ્યુંકે, હે પાર્વતી આપણે જળપાત્ર આસન ઉપર ભુલીને આવ્યાં છીએ, માટે તને પાણી શેમાં લાવીને આપું. પાર્વતી કહે ગમે તેમ કરી મને પાણી લાવી આપો પછી શીવે ત્યાં સાગનાં વૃક્ષનું પત્ર લઇ તેનો પડીઓ કરીને વાવ્યમાં પાણી ભરવા ગયા, ને ભરી લાવી પાર્વતીના હાથમાં આપ્યું.

**દોહરો**—પાત્ર અથર ભરી લાવીઆને, વળી આપ્યુ પારવતીને હાથ; પોતે દુવે જેમ પુમડેરે, તેતો ભોળો રે શંભુનાથ. જેમ માતા પોતાના બાળકને તરસ્યું જાણી પુરા પ્રેમથી પુમડે પાણી દુવે તેવીજ રીતે મહાદેવે ઘણા હેતથી પાર્વતીને તે પડીઓ આપ્યો પાણીનો પડીઓ હાથમાં લઈ જેવું પાર્વતી પીવા જાયછે તેટલામાં ઊંચેથી તે પાણીમાં જનાવરનું પ્રતીબીંબ દીઠું.તેથી પાણીપીવું બંધ રાખી પાર્વતી ઉંચે વૃક્ષ ઉપર જનાવરને જુવેછે. એટલે શીવે કહ્યુંકે હે પાર્વતી તું જળ કેમ પીતી નથી ને જળમાં એવુંશુ દીઠું કે તું ઉંચું જોઇ રહીછે. માટે નીચું જોઈ ઝટ પાણી પી લે એટલે આપણે આસન ઉપર જઈએ તે સાંભળી પાર્વતી કહેછે મહારાજ આ જનાવર કેવાં શાંત થઇને બેઠાંછે.

શીવ કહે એવાં જનાવર તેં નથી જોયાં શું એવાં વાંદરાંતો ઘણાં ફરે છે. પાર્વતી કહે માહારાજ વાંદરાંનાં ટોળેટોળાં ફરેછે, પણ આવાં શાન્ત થઇને એ જણાં બેઠાં છે તેથી મને લાગે છે કે એ કોઇ ઘણાં સમજુ છે નેને હાલ સોચનામાં ઉદાશ થઇ બેઠેલાં દેખાયછે તેનું કારણ શું હશે તે મને કહો. ત્યારે મહાદેવ કહેછે કે હે સ્ત્રી જોહું તને એની બધી યથાસ્થિત વાત કહુંતો છ માસવીતી જાય ને આપણે નો આસન ઉપર જવું છે માટે વાર થાયછે તેથી તું ઝટ કર એટલે આપણે જઇએ. તે સાંભળી પાર્વતીને ક્રોધ ચઢયો એટલે પાણીનું પાત્ર હતું તે ફેંકી દઇ માંખનું સ્વરૂપ લઇ ને પોતે શીવની જટામાં ભરાઇ ગયાં શીવે પાર્વતીને અલોપ થયેલાં જોઇને પોતે ગાંડાતુર જેવા થયા ને પોતાની ચોરાશી જોજનની જટા ફેલાવી એક ભુવાની માફક ધુણવા લાગ્યા, ને પાર્વતીને ખોળવા મચ્યા. જેમ જેમ પાર્વતીને નથી દેખતા તેમ તેમ વધારે ક્રોધ કરી ધુણતા ફરે છે.

**દોહરો**—પાત્ર અથર ભરી ફેંકીઆંને, વળી વળખાં મારેરે જુગ દીશ; પાર્વતીને કારણેરે, કાંઈ ભોળો ધુણાવે શીશ. ૮ પછી છેવટ હારીને પાર્વતીના કાલાવાલા કરવા લાગ્યા કે હવે તું જે કહીશતે બધુ કરીશ અને તારાથી હું થાકયો માટે તું મને તારૂં સ્વરૂપ ઝટ બતાવ એ સાંભળી પાર્વતી મહાદેવની જટામાંથી નિકળી પાછું પોતાનું સ્વરૂપ લઇ આવી સાંમાં ઉભાં રહ્યાં. (શકિતનું પરીબળ એટલું વધારેકે, જયારે સંતાઇ જાય ત્યારે શીવથી પણ જડે નહી) એટલે શીવે કહ્યું કે તુ કયાં ગઇ હતી જે હું તને ખોળી ખોળીને થાકયો. ત્યારે પાર્વતી કહે કે હુંતો તમારી પાસેને પાસેજ હતી. પણ હવે મને એની વાત કહો. શીવ કહે આવી રીતે એના તો છ અવતાર થયાછે. ને હવે સાતમો અવતાર થવાનો છે પાર્વતી કહેકે મને તેના સાતે અવતાર કહો. પછી શીવ સાત અવતાર કહી બતાવે છે.

**દોહરો**—કહે ઇશ્વર સુણ પાર્વતી ને, કહું અવતારનોરે સાર; પ્રથમ વિપ્રને બ્રાંહ્મણી ને, તેમાં બીજો ગયો અવતાર. ॥૯॥

**ચોપાઈ**—બીજો થયો અવતાર, ત્રીજે ચકવો ચકવી જાણવી;

મોર સુડો ને કપીલ, હવે થાશે માનવી. ॥૧૦॥

દોહરો—છરે અવતાર એમના વિજોગે ગયા, અને હવે સંજોગનું છે કામ, કહે ઇશ્વરસુણ પારવતીને,એમનું અમર રહેશે જોને નામ. ૧૧

એવી રીતે સદાશીવ પાર્વતીને અવતાર ગણાવીને કહેછે કે હવે ચાલો આપણે આસન ઉપર જઈએ. ત્યારે પાર્વતી કહેછેકે, મહારાજ આ તમેતો એના અવતારનાં નામ કહી બતાવ્યાં; પણ તેના અવતાર શી રીતે થયા ને વળી તમે કહોછોકે એમના છ અવતાર વિયોગે ગયાછે. તે શાથી વિયોગે ગયા હશે. તે બધી વાત કહી બતાવો; નહિતો પાછી સંતાઇ જઈશ. શીવ કહે તું સંતાઈ જઇશ નહિં, એક વખત સંતાઇને તો આખા વનમાં ધુણી મુઓ, ને પાછો કયાં ધુણુતો ફરૂં, માટે તને તેડી લાવ્યો છું, તેટલા માટે તું કહીશ તેટલું કરીશ, એમ કહી શીવ સાતે અવતારની વાત કહી બતાવેછે. ને પાર્વતી સાંભળે છે. શીવ કહે એ પ્રથમ બ્રાહ્મણ થયો, ને શરમા જોશીની દીકરી સાથે સગાઇકરીને જ્યારે તે બ્રાહ્મણ સાત વરસનો થયો; એટલે કાસીએ ભણવા ગયો. ત્યાં ભણી મહા વિદ્વાન થઈ દ્રવ્ય કમાઇ પાછો પોતાના ઘર ભણી આવવાને ત્યાંથી નિકળ્યો. આવતાં આવતાં તેના સસરાના ગામ ઉપર આવ્યો ત્યાં તેની સગાઈ કરેલી કન્યા છે તે ગામથી અદ ગાઉ વગડામાં વડના વૃક્ષ નીચે છાંણાં થાપેછે. ને પોતાને પીવા સારૂ તુંબડીમાં પાણી ભરી લાવીછે ને પીતાં પતાં પાશેર પાણી તુંબડીમાં બાકી રહ્યુંછે એટલામાં પેલો બ્રાહ્મણ ત્યાં આવી ગોવાળીઆને પુછેછે, કે ભાઈ અહીંઆં કંઇ પાણી મળશે ? ત્યારે ગોવાળીઆએ કહ્યુંકે, અહીંથી અદગાઉ ઉપર ગામછે ત્યાં તમને પાણી મળશે. નહિતો પેલા વૃક્ષ નીચે શરમા જોશીની દીકરી છાંણાં થાપેછે. તે પીવાનું પાણી લાવી હોય ને તેની પાસે પાણી પીતાં બાકી રહ્યું હોયતો જુવો બ્રાહ્મણ તે સાંભળી મનમાં વિચાર કરવા લાગ્યોકે એતો મારો સસરો થાયછે, ને તેપણ મારી સ્ત્રી હશે તેથી જો હું તેને ઓળખાણ આપીશતો શરમાઈ જશે. ને પછી મારી સાથે વાતચીત કરશે નહી. માટે અજાણ્યો થઇ પાણી માગુ એમ ધારી પોતે તે સ્ત્રીની પાસે આવી ઉભો ને સ્ત્રીનું રૂપ જોઈ તે મહા મોહીત

થયો. ને સ્ત્રી પણ તેનું રૂપ જોઈ મોહીત થઈ. પછી બ્રાહ્મણે તેને કહ્યું કે હે સ્ત્રી જો તારી પાસે પાંણી હોયતો મને પા. ત્યારે સ્ત્રી કહેકે મહારાજ પાણીતો હતુ પણ મેં પીધું તેથી થોડું રહ્યું છે એમાં મને પણ તરશ લાગીછે, ને તમને લાગી છે તો તમેજ પીઓ. એમ અરસ પરસ વાત કરતાં બન્નેનાં મન મોહીત થઈ ગયાં છે. ને કોઈથી એ પાણી પીવાતું નથી. ને બન્ને જણ એકએકના ગળામાં હાથ નાખી તે વૃક્ષ નીચે બેઠાંછે. એટલામાં પાણી પીધા વિના બન્નેના પ્રાણ નીકળી ગયા. એવામાં કોઈ હીરાસેન નામનો રાજા પોતાના મનરંજન નામના પ્રધાનને સાથે લઈ મૃગીઆ રમવા નિકળ્યોછે. તેમને પાણીની તરશ લાગીછે તે જળ ખોળતા ખોળતાં તેજ વડનાં વૃક્ષ નિચે આવ્યા. ને પેલા બન્ને જણને જ્યાં અરસપરસ ગળામાં હાથ નાંખી રાજાએ બેઠેલાં જોઇ પ્રધાનને કહ્યું કે હે પ્રધાન આ બન્ને જણ કેવાં નીર્લજ થઈ બેઠાં છે. કે આપણી જરા પણ શરમ લાવતાં નથી. પ્રધાને કહ્યું કે મહારાજ શરમ તે જીવતાને કે મુવાને એતો બન્ને મરી ગયાંછે. તે સાંભળી રાજા પ્રધાનને કહેકે તું મહા ચતુર છે તો મને કહેકે એમના પ્રાણ શી રીતે ગયા હશે.

**દોહરો**—સાંભળ મારા મનરંજનારે, વળી તુંછે ચતુરસુજાણ; વનમાં પડયાં એ માનવીરે, એમના કેવી રીતે ઉડી ગયા પ્રાણ ૧૨

ત્યારે પ્રધાન તેઓની પાસે પાણીની તુંબડી પડેલી જોઇ તે ઉપરથી અટકળ બાંધી રાજાને કહેછે.

**દોહરો**—નીર થોડાંને રાજા હેત ઘણાં ને, વળી પ્રીતોનાં વાગ્યાં જોને બાંણ; તુંપીરે તુપી કરતાંરે રાજા બેઉના ઉડી ગયા પ્રાણ ૧૩

હે રાજા પાણી વગર એમના જીવ ગયાછે. રાજા તે સાંભળી ઘણો ખુશી થઈ પ્રધાનને સાબાશી આપી અને બન્ને ગામ ભણી ચાલ્યા. પછી સાંજ સમે મહાદેવ અને પાર્વતી ત્યાં આવી ચઢ્યાં એવી વાત મહાદેવ પાર્વતીને કહેછે એટલામાં પાર્વતી બોલ્યાંકે, મહારાજ આપણે કયારે ત્યાં ગયાં હતાં. મનેતો કાંઈ ખબર નથી. મહાદેવ કહે તને શી ખબર હોય, તારાતો કેટલાક અવતાર થઇ ગયાછે ને

ન માનતી હોયતો જો આ મારી કોટમાં રૂંઢમાળા એમાં જેટલાં મસ્તક છે એટલા તારા અવતાર થયા. પાર્વતી કહે ઠીક, પણ પછી શું થયું ? મહાદેવ કહે તે દહાડે પણ તેં તેમને જોઇ એવી હઠ કરીકે મહરાજ આને તમે સજીવન કરો, ત્યારે મેં તને કહ્યુંકે, તું સજીવન કરાવે છે, પણ તેજ આપણને પાછાં નડશે ત્યારે તેં કહ્યુંકે, મહારાજ જેને આપણે ગુણ કરીએ તે માણસ આપણો અવગુણ કરે નહી, માટે સજીવન કરો પછી મેં જટામાંથી ચંદ્ર હતો તેમાંથી અમૃતનું બુંદ લઇ છાંટયું એટલે સજીવન થયાં, ને જે તુંબડી ખાલી હતી તે અખંડ જળથી ભરાઈ ગઇ. એટલે આ પણે અલોપ થઈ ગયાં. પછે તે બન્ને જણ બેઠાં થયાં ને બ્રાહ્મણની ઝોળીમાં બે લાડુવા હતા તેમાંથી બન્ને જણે એક એક ખાધો ને પાણી પીધું. પછી ઘણી માયા થઈ એટલે તેમને વિષય થયો. તેથી બ્રાહ્મણે ને સ્ત્રીને કહ્યુંકે જો આપણે અહીં જંગલમાં રહીએ અને અંધારૂ થાય, તો જનાવર આવીને મારી નાખે. માટે કાંઈ ઓથે જઇએ. એમ ધારી ગામની ભાગોળે શીવનું દેહેરૂં હતું તેમાં બન્ને જણ પેઠાં. ત્યાં પુજારી પુજા કરી સાંજરે ઘેર જાય તેથી ડેહેરામાં કોઈની વસ્તી નહોતી પણ ડેહેરૂં સાંકડું ને વચ્ચે માહારી સુતી તેથી તેઓને બેસવાની પુરી જગા નહોતી. તો સુઇ શી રીતે રહે. પછી પોતે શીવલીંગ વચ્ચે હતું તેને કામમાં અંધ થઇ ઉખેડી નાંખવાનું ધાર્યું.

**છપો**—કામીને નવ રહે ભાન, જેહ્નુ પાપ કરૂંછું; કામીને નવ રહે ભાન, જેહ્નુ વણ મોતે મરૂંછું; કામીનું સરેજે કામ, તો પાપને પુન્યજ બુજે; કામીને વ્યાપે કામ તો, દીવસની રાતજ સુજે; તેમ કામી કામ અંધ થઈ, ન મુકે ઘરનીકે પારકી; મોતી કેહે કામને વશ થયો તો પછી ન જુવે માત, બેનકે બાળકી ॥ ૧૪॥

તેવીજ રીતે તે બ્રાહ્મણ કામને વશ થઇ શિવલિંગને હાથે વતી ઉખેડી ફેંકી દીધું. પછી શિવે પાર્વતીને કહ્યુંકે, જો તું કહેતી હતી કે તે આપણને નહિ નડે પણ નડયા ખરા, અને એમણે તો મારી મૂર્ત્તિએ ઉખેડી ફેંકી દીધી; ત્યારે પાર્વતીને રીસ ચડી. તેથી કહે કે તમે તમારૂં રૂપ બદલી

ધમકાવે। પછી મહાદેવે જોગીનો વેશલીધો ને ઝોળી ઝંડો લઇ ડેરામાં આવી તેઓને વિષયની તૈયારી હતીતેવામાં જઈ કહેછે કે અરે હરામ ખોરો તમે ડેરામાંથી નિકળો નહિતો શ્રાપ દઈશ તે સાંભળી પેલા કહે છે કે, અલ્યા લંગોટા તારૂં અહીં શું થાકે છે. તારે સારૂ આ જગ્યા બાંધીને સોચ કરી રાખી હશે. એવી રીતે કામમાં આંધળા થઇ બન્ને જણાં શીવને મારવા મંડયાં એટલે શીવને મહા ક્રોધ ચઢયો અને શ્રાપ દીધો કે તમારા સાતે અવતાર વીયોગે જજો અને વિયોગની વાત સાંભળતાંજ બન્ને જણાં ગાંડાતુર જેવાં થઇ ગયાં. અને ત્યાંથી નાહાં તે વનમાં ગયાં ને જત જતાં નદી તીરે એક ગામ આવ્યું એટલે બન્ને જણ નદી તીરે બેઠાં ને કહેછે કે હવે આપણે કાશીએ જઈ કરવત મુકાવીએ તો આપણો શ્રાપ નિવાર્ણ થાય, એવો વિચાર કરેછે એટલામાં પરભાતનો પહોર થયો પછ પેલી સ્ત્રી કહે છે કે મહારાજ તમે ગામમાં જઇ કંઈ લાવો તો ખાઇએ. પછી બ્રાહ્મણ ધસ્યો ધસ્યો ગામમાં ગયો ને સ્ત્રી નદીને તીરે બેઠીછે તેવામાં ત્યાં તેજ ગામનો રાજા તેમને વૃક્ષ નીચે સુવેલાં જોયાં હતાં તેજ હીરાસેનને તેમનો પ્રધાન મનરંજનો બન્ને જણા શીકાર રમવા નીકળ્યાછે. તેવામાં પેલી સ્ત્રીને નદીને તીરે જોઇ અને તેનું રૂપ દેખી રાજા ઘણો મોહીત થઇગયો. અને પાસે જઈ સ્ત્રીને કહેછે કે તમે અમારા રાજ્ય દરબારને યોગ્ય છો તમે મારે ઘેર ચાલો જો તમે આવશો તો સારૂ નહિ તો જોર જુલમથી પણ તેડી જઇશ. સ્ત્રીએ વિચાર કર્યો કે જો હું નહિ જાઉંતો જોરાવરીથી લઇ જશે. તો મારી મેળેજ જાઊંની. પછી રાજાને કહે મહારાજ મારે છ માસનું વરત છે, માટે છ માસ પછી તમને વરીશ રાજાએ કહ્યું કે સારૂ. પછી રાજા પોતે રાણીને લઈ નોખા મેહેલમાં રાખીને પોતે તો શિકાર રમવા ગયા. એટલે પેલો બ્રાહ્મણ સીધુ લઈ નદીએ આવી જુવેછે તો સ્ત્રીને દીઠી નહિ, તેથી શોકવાન થઈ પોતે ત્યાં ઘોડાનાં તથા માણસનાં તાજાં પગલાં જોઇ તે પગલે પગલે રાજ દરબારમાં આવ્યો તો તે રાણી પોતે ઝરૂખામાં બેઠીછે તે જોઈ બ્રાહ્મણ સ્ત્રીને કહેછે.

દોહરો—શેણે વસ્યાં હશ ડુંગરે ને, વળી અમે નદીઓને તીર;
હવે રે મળવું ગોરી કઠણ થયું, ભુંડી પાણીમે પડયોરે જંજીર. ૧૫

તે સાંભળી સ્ત્રી બહુ આદરથી કહેછે.

દોહરો—પ્રીતમ પ્રીત લગાડીને, ઓ વાહાલા દુર દેશે મત જાવ;
રહો અમારા નગરમાં ને, વળી અમે આપીએ તે તમે ખાવ. ૧૬

હે પ્રાણનાથ તમે મને મુકી હવે કંઈ જશો નહિં હું તમને સીધું પોહોચાડીશ. તું તમે ખાઇ મહાદેવની પુજા કરજો. પછી રહેતાં રહેતાં લાગ આવેથી આપણે નાશી જઈશું. એમ કરી બ્રાહ્મણને ત્યાં રાખ્યો છે. હવે બ્રાહ્મણ ત્યાં શીવની પુજા કરેછે. ને તેના મે બાપને સારૂ રોજ આશીરવાદને બહાને મેહેલ નીચે જાયછે. એક દિવસ રાજાએ બ્રાહ્મણને જોઈ રાણીને પુછયુંકે, પેલો બ્રાહ્મણ કેમ ફેરા ખાયછે. ત્યારે સ્ત્રીએ કહ્યુંકે મહારાજ તે આપણે અહીંથી સીધું લઈ જાયછે માટે આશીરવાદ દેવા આવેછે. પછી રાજા એક દિવસ વાઘના શીકારે ગયો હતો માટે રાણીને કહેતો ગયો હતો કે જો મને આજ વાર લાગે ને હું મોડો આવું તો મારા પછાડી આપણી સ્વારી મોકલજો. એમ કહી રાજા સીકારે ગયો ને વાઘના શિકારે ચઢયો તેથી રાત પડી ગઈ એટલે રાણીએ તમામ સ્વારોને હુકમ કર્યો કે રાજા હજુ સુધી આવ્યા નથી માટે તમે સો રાજાના સામા જાઓ, તે સાંભળી તમામ સિપાઈ પોતે ઘોડે સ્વાર થઈ રાજાના સામા ગયા. ને ગામમાં કોઈ સિપાઈ રહ્યો નહી. પેલો બ્રાહ્મણ આવ્યો એટલે રાણીએ સાન કરીને કહ્યું કે પેલો કોઇ અશીણી સ્વાર ઘોડે સામાન માંડી ઊંઘી ગયોછે. તેનો ઘોડો લઈને અહીં આવો, એટલે આપણે જતા રહીએ. આજ કોઇ દરબારમાં નથી. પછી પેલો બ્રાહ્મણ ઘોડો લઈને આવેછે એટલામાં તે દિશાએ જવાનો થયો તેથી પોતે પેલા રાવતને કહ્યુંકે ભાઈ આ ઘોડો ઝાલી રહો હું ઝાડે ફરીને આવું છું તમને ચાર પૈસા આપીશ. પેલો અશીણી અશીણના જુમમાં પોતે પોતાનો ઘોડો ઓળખ્યો નહિ. તેથી ત્યાં અંધારામાં ઘોડો ઝાલી ઉભો રહ્યોછે. એટલામાં

રાણી ઊતરી નીચે આવીને તે ઘોડાની પાસે જઈ પોતાના બ્રાહ્મ ણને બદલે અંધારામાં રાવતને લઈ ચાલી નીકળી તે રાતની રાતમાં પોતે વીશ ગાઉ ગઇ ત્યાં પરભાતનો પોર થયો ને જુવેછે તો રાવત દીઠો. પોતે વિચાર કરવા લાગીકે હવે પેલો બ્રાહ્મણ ક્યાં જશે. પણ એને મેં કાશીએ જવાનો વાયદો કર્યોછે માટે ત્યાં જશે ખરો પણ હવે આને સમજાવું તો કામથાય એમ ધારી પેલા રાવતને કહેછે કે, તમે આવ્યાતો ઠીક થયું. હવે આપણે શોખ કરીશું. એવું સાંભળી રાવત મનમાં ઘણો ખુશી થયોકે, મારે આવી સ્ત્રી મળી પછી રાવતને સ્ત્રીએ કહ્યુંકે આપણે ભુખ્યાં છીએ માટે તમે ગામમાં જઇ સીધું લાવો, એટલે આપણે રશોઇ કરીએ. એમ કહી રાવતને ગામમા સીધું લેવા મોકલ્યો પછી તે સ્ત્રી તે રાવતને મુકી પોતે ઘોડો લેઇ ચાલતી થઈને પેલો બ્રાહ્મણ પણે દીશાએ જઇ આવીને જુવેછે તો ત્યાં રાવત, ઘોડો કે, રાણી એમાંનું કાંઇએ દીઠું નહી. પછી પોતે વિચાર કર્યો કે તે રાવતને કાંઈ પત કરે એમ નથી જો રાજાને મુકયો તો રાવતનો શો ભરોશોછે. તેથી તેને પણ મુકી દેશે. ને મેં વાયદો કાશીનો કર્યોછે માટે તે કાશીએ આવશે માટે ચાલ હુંએ પણ કાશીએ જાઉં. એમ ધારી તે કાશીએ ગ- યો ને ત્યાં જઈ કરવત વાળાને કહ્યુંકે ભાઈ મને સદાશીવે શ્રાપ દીધોછે કે તારા સાત અવતાર વિયોગે જજો માટે મારે દેહ મુકીને શ્રાપ નિવારણ કરવોછે. કરવત વાળો કહેકે ભાઇ સદાશીવનો શ્રાપ છે માટે સાતે અવતાર તો મીથ્યા નહિ થાય, પણ એક અવતારનું ફળ તું દેહ મુકેછે, તેથી મળશે. એમ કહી તેને કરવત મુકયુ એ ટલામાં પછવાડીથી સ્ત્રી આવીને ત્યાં આગળ પોતાના ધણીની ખબર પુછી ત્યારે તે કરવત વાળાએ બધી હકીકત કહી બતાવી. એટલે તેણે પણ તેની પાસેનો ઘોડો તથા બીજો સામાન જે હતો તે બધો પુન્ય કરી દઇ કરવત મુકાવ્યું પછી તેઓ ત્રીજે અવતાર ચકવો ને ચકવી થયાં ને એક ઝાડની ગટામાં બેઠાંછે એવામાં દવ બળતો બળતો આવ્યો ત્યાં તે ઝાડનાં પાંદડાં બળીને ભોંય પડવા

માંજ્યાં તે પોતે પોતાના સોબતીને કહેછે.

**દોહરો**—પત્ર વછુટયાં ડાળથીને, વળી તે કહે સુણો વનરાય; અબકે પીછેરે કબરે મીલંગે, ને દુરદુર પડંગરે જાય. ૧૭

હે ભાઈ હવે આપણ વછુટાં પત્રાં તે કયારે મળીશું ત્યારે વૃક્ષ કહેછે કે આપણે તો હવે મળીશું કયાંથી કારણકે આપણો ઉપાય કાંઈ ચાલે એવું નથી કે અહીંથી બચીને જઈએ પણ આપણાઉપર આ પક્ષીઓ બેઠાં છે તેમને કહીએ તો કંઇ કરતાં ઉડી જાય તો બચે.

**દોહરો**—દવ બળતું જોઇનેરે, કહે તરૂવર વનરાય; અમે તે બળીએ પાંખ વનારે, તુંડા પંખીયું ઊડી કયું ન જાય. ૧૮

હે પંખી તમે પાંખવાળા થઇને કેમ ઉડતાં નથી અમારે પાંખો નથી માટે બળીએ છીએ. તે સાંભળી પેલાં પંખી તે વૃક્ષને કહેછે.

**દોહરો**—ફળ ખાધાંને પાન બગાડીઆને, વળી બેરી તમારીરે ડાળ; તમે બળોને અમે ઉડીએ તે, વળી જીવીએ કેટલારે કાળ.

હે તરૂવર તમારા ભેગાં બેઠાં ને તમારી મહોબત કરી એટલે તમે બળોને અમે જીવીએ તે અમારાં લક્ષણ નહીં. ભાઈ અમે તો આવી તરેહની મીત્રાઈ કરીએ છીએ.

**દોહરો**—હળદીનો જરદો તજેને, વળી ચુનો તે તજેરે સફેત; દોનુંરે મીલે કંકુ ભયાને, બલીહારી ઊનકારે હેત. ૨૦

હે ભાઈ જેમ હળદર પોતામાંથી પીળાશ કહેતાં જરદી તે મુકીદેછે ને ચુનો પોતામાંથી સફેતાઇ મુકીદેછે. ને એ બે એકઠાં મળીને કંકુ જેવો રાતો પદાર્થ કરે છે ભાઈ તેના હેતને ધન્યછે વળી જેમ કે દુધને પાણીની મીત્રાઈ થાયછે ત્યારે દુધ પાણીને પોતાના ભેગું ભળેલું જોઇ પોતે તેને પણ પોતાના જેવું દુધ કરી દેછે. પણ નોખું નથી પાડતું. તેનો દાખલો એકે જો કોઈ માણસ દુધ લેઈ પોતે પાણીને બાળવા તાવડામાં નાખી તળે તાપ કરીને ઉકાળેછે એટલેજ દુધમાં પાણીનો ભાગ હતો તે બળવા માંડે છે એટલે દુધ વીચાર કરેછે કે મારો સોબતી જે પાણી તે બળેછે તો મારે જીવીને શું કરવુંછે એમ જાણી પોતે પણ ઉભ

રો ચઢી દેવતામાં પડવા જાયછે એટલે ઉકાળનાર માણસ ઉભરો જોઈ તેમાં પાછુ પાણી છાંટેછે એટલે દુધ ઉભરાતું રહી જાયછે. તેનું કારણ એજ કે દુધે જાણ્યું કે મારો સોબતી જે પાણી તે પાછો મારા ભેગો આવ્યો એવી રીતે તેઓ અરસપરસ પ્રીત રાખેછે માટે હમે પણ એવી પ્રીત રાખનારાં છીએ તે કેમ છુટી જઈએ. એમ કહી પોતે પણ બંનેજણ તે દવમાં બળી મુઆં. પછી ચોથો અવતાર સુડા સુડીનો થયો. ને તેમની મા તેમને માળામાં મુકી ચારો લેવા ગઈ એટલામાં વાસુકીનાગ આવી તેમને ગળી ગયો. તેથી મરણ પામ્યા.

**ચોપાઈ**—આવ્યો વાસુકીનાગ, પંખીને ગળી ગયો; મોરમોર લીનો વિયોગ, છઠે કપીલજ થયો. ૨૧

**દોહરો**—છરે અવતાર એમના વિયોગે ગયાને, હવે સંજોગ નોરે અવતાર; કહે ઇશ્વર સુણ પારવતીરે, અમર નામ કર્યાં કીરતાર.

ચોથો અવતાર સુડાસુડીનો થયો, ને પાંચમો અવતાર મોરને મોરલીનો થયો તેપણ વિયોગે ગયો કેમકે મોરનેતો જન્મ સુધી વીયોગછે ને છઠો અવતાર એમનો વાંદરા વાંદરીનો થયો. ત્યાર પછી સાતમે અવતાર એમને સંજોગ થશે, ને પરમેશ્વરની કૃપાથી તેમનું નામ અખંડ રહેશે. એમ કહી પાર્વતીને શિવે છ અવતારની વાત સંભળાવી એ વાત સાંભળી પાર્વતી ઘણાંક મનને વિશે ખુશી થયાં. ને શિવને વિનંતી કરી કે મહારાજ હવે તમે એમને સુખ સંજોગ કરો, ત્યારે મહાદેવ કહેછે તું ધીરજ રાખ.

**દોહરો**—ધીરે ધીરા રાવતાને, વળી ધીરે સબકુચ હોય; માળી સીંચે સોઘડા, પણ રત આવે ફળ હોય ૨૩

હે પાર્વતી ઉતાવળથી કાંઈ કામ થતું નથી પણ ધીરજથી થાયછે. કેમકે જો માળી પોતે વગર રતે ફળ વાવેછે તે વૃક્ષને ઘણું ઘણું પાણી પાય પણ રત આવે ત્યારેજ ફળ થાયછે. માટે જ્યારે એમને મનુશાદેહ આવશે એટલે એમને સંજોગ થશે ત્યારે પાર્વતી કહે મહારાજ એમને મનુશાદેહ આપો. હવે એટલું મારૂં

કહ્યું માનો. પાર્વતીનું કહ્યું માનીને શીવ પછી કહે છે આ વખત અમરત ચોઘડીયુંછે, ને જો આ દેવતાઇ વાવ્યમાં બે જણ હાલ પડશે તો તેમને મનુશા દેહ મળશે. એમ કહી શીવ પેલાં જનાવરને કહે છે.

**દોહરો**—ઊંચા તારા તગમગેને, વળી નીચેરી મહાજળ વાવ્ય; એમાં પડે દો જનાવરાંતો, વળી સરજે નરને નાર. ૨૪

**ચોપાઇ**—સરજે નરે નાર, વળી ઇશ્વરતો એમ કહે એના-ળીએરી વાવ્ય, અવતારતો અમર રહે. ૨૫ આપ્યું સિંહાસન કોય, રાજ દીધું ચકવે; અનેક જુગ વહી જાય, અવતારતો અ-મર રહે. ૨૬

એવી રીતે શીવ કહીને પાર્વતીને લઇ ત્યાંથી નીકળ્યા. હવે શીવે કહેલું પેલી વાંદરીએ સાંભળ્યું, ને વાંદરાના સાંભળવામાં નહી આવ્યું તેથી વાંદરી વાંદરાને કહેછે.

**દોહરો**—સાંભળ ભુંડા વાંદરાને, તારૂં હૈયું રાખ નિરધાર; પડીએ અમરત વાવ્યમાંતો વળી આવે મનુષ્ય અવતાર. ૨૭

હે વાંદરા આપણને શિવે કહ્યું માટે પડીએતો મનુશ થઇએ ત્યારે વાંદરો કહેછે.

**દોહરો**—દેહી પોતાની બાળી કરીને, બાવો ચોળે જોને રાખ; વાંદરી મજાણો ઇશ્વરાંરે, એવા લંગોટા ફરે જોને લાખ. ૨૮

હે સ્ત્રી એમને ઇશ્વર કેમ કહેવાય. એવાતો રાખ ચોળી જટા વધારી, લંગોટાવાળી ઘણાએ બાવા રખડે છે, માટે હુંતો નહી પડું. જો એવાનું કહ્યું કરીએતો જીવ ખોઇને બેશીએ. પછી વાંદરીએ ઘણું કહી સમજાવ્યો પણ વાંદરાએ માન્યું નહિ એટલે છેવટ પોતે તે વાવ્યમાં શ્રીરામ કહી પડતું મુકયું પડતાંજ સોળ વર્ષની ઈંદ્રના ઘરના જેવી અપછરા થઇ રહી. તેમાં પોતે નગ્ન શરીરે ઉભીછે. પછી વાંદરો સ્ત્રી જોઈ માહા મોહીત થઇ ગયો ને પોતે તેની પાછળ વાવ્યમાં પડવા માંડયું એટલે સ્ત્રી બોલી.

**દોહરો**—સુણ ભુંડા વાંદરાને, વળી હવેમાં ભરતોરે ફાળ;

અમરત ચોઘડીયું વહી ગયુંને, હવે સામો ઉગતો કાળ. ૨૯

હે ભુંડા વાંદરા હવે તું પડીશતો મરી જઇશ કારણ કે એ પળ ગઇ. જો તું મારી સાથે પડયો હોતતો તારૂં કામ થાત એવું સાંભળી વાંદરો મનમાં ઘણો પસ્તાઈ શોકકરવા લાગ્યો ને સ્રીનેકહેછે

દોહરો—અમેતે વનકેરાં વાંદરાંને, અમે ફરીએતે ડાળો જોને ડાળ; તુંરે વાંદરની સુંદરીને, તુને લેઇ જાશેરે ભુપાળ. ૩૦

હે ભુંડી તારે હવે મારા શા હાલ થશે. ને તને આવી ૩૫ વંતી જોઇ કોઈ રાજા લેઇ જશે, ને મારેતો ડાળે ડાળે ભટકવું પડશે. ત્યારે સ્ત્રી બોલીકે ભુંડા શીદને ચિંતા કરેછે. તને મુકી હું કંઇ જવાની નથી ને તું પહેલેથી તક ચુકયો ને હવે વીમાશે શું વળે. માટે તું હવે વનમાં જઈ વનફળ લઈ આવે તો આપણે ખાઇએ. પછી વાંદરો વનમાં વનફળ લેવા ગયો. એવામાં હીરા સેન નામે રાજા, મનરંજણો પ્રધાન, ને એક ઘાંયજો ત્રણે જણ શી કાર રમી પાછા ઘેર જતા હતા, તેઓ એ વાવ્ય ઉપર આવ્યા ને વાવ્યની પાસે એક વૃક્ષ હતું ત્યાં જઈ બેઠા ને રૂપાની ઝારી ઘાંયજાને આપી કહ્યું કે વાવ્યમાં જઈ પાણી ભરી લાવ પછી ઘાંયજો ઝારી લેઈ જેવા વાવ્યમાં એક, બે, ને ત્રણ પગીથીઆં ઉતરયો એટલે પેલી સ્ત્રીએ તેનો અવાજ સાંભળ્યો કે કોઈ પુરૂષ આવે છે ને હુંતો નગ્નછું. તેથી પોતે માંહીથી ખાંટો કહાડી કહ્યું કે ખ બડદાર કોણ આવેછે. ને જ્યાં ઘાંયજાએ એકા એક ઓચિંતો વાવ્યમાંથી ભયંકાર અવાજ સાંભળ્યો એટલે તે બીનો ને હાથમાં થી ઝારી પડી ગઈ.

સોરઠો—ખડખડ ઝારી હાથે શું પડી, માથેથી પાઘડી ઉડી; જોડા વિસારી ત્યાં તે રહ્યો, બુમ પાડી રાજા આગળ ગયો.

ઘાંયજો થર થર ધ્રુજતો ધ્રુજતો ઉઘાડે માથે નાઠો નાઠો રાજા પાસે આવ્યો રાજાએ પુછ્યું પાણી લાવ્યો?ઘાંયજો કહે મહારાજ બળ્યું તમારૂં પાણી. હુંતો કંઇ મારા છોકરાંના નસીબે માંહીથી જીવતો આવ્યોછું હું માંહી ઉતર્યોને એકાએક એવો મોટો ભયંકર

અવાજ થયો કે, તે સાંભળીને છળી મુઓ, ને ઝારી હાથમાંથી વાવ્યમાં પડી ગઈ ને પાઘડી પણ માંથેથી પડી ગઇ ને મારા જોડા મુકીને જે નાહોછું તે હજુ સમોએ વળ્યો નથી. તે સાંભળી રાજા ઢાલ તરવાર લેઈ વાવ્ય ઉપર આવ્યા. ને વાવ્યમાં જ્યાં એક પગથીયું ને બીજે પગથીએ ઉતર્યા કે માંહીથી ગણગણાટ કરતો અવાજ થયો, તે સાંભળી ત્યાં રાજા ખમચાઇને ઉભા રહ્યા. પછી સ્ત્રી માંહીથી બોલી કે કોણ આવેછે હું નગ્નછું. રાજાએ કહ્યું કે, ડાકણછે કે ચુડેલ છે. ત્યારે સ્ત્રીએ કહ્યુંકે હું દુખની મારી સ્ત્રીછું પણ નવસ્ત્રીછું. ને તમે પુરૂષછો તેથી તમને ના કહુંછું પછી રાજાએ પોતાને ખભે દોશાલો હતો તે વાવ્યમાં નાંખ્યો, એટલે સ્ત્રી તે લેઈ પહેરી ઉભી રહી. પછી રાજા ધીરે ધીરે હિંમત ચલાવી વાવ્યમાં ઉતર્યો ને જુવેછેતો મહા રૂપવંતી કોઇ ઇંદ્રની અપછરા જેવી ને સૂર્યના જેવું તેજ મારતું મુખારવીંદ એવી સ્ત્રી દીઠી તેને જોઈ રાજા અંજાઈ ગયો પછી રાજાએ સ્ત્રીને કહ્યુંકે તું આવી જગોમાં કેમ રહેછે તું મારી સાથે ચાલ, હું રાજાછું તને જે જોઇશે તે મળશે, ને તું મહા સુખ ભોગવીશ. પછી સ્ત્રી કહે કે મહારાજ હુંતો કુંવારીછું. રાજા કહે હું તારી સાથે લગ્ન કરીશ ત્યારે સ્ત્રીએ કહ્યું તમે મને વચન આપો કહું તે કરવું પછી રાજાએ તેને વચન આપ્યું. પછી સ્ત્રીએ કહ્યું. એકતો મારી સાથે વાંદરો છે તે મારો જીવનપ્રાણછે તેને સાથે રાખવો. ને બીજુ કે હું તમારી સાથે છ માસ પછી લગ્ન કરીશ. રાજાએ કહ્યું કે એમ કરજે પછી રાજા પોતે વાવ્યમાંથી બહાર આવી ધાંયજાને કહ્યું કે તું ગામમાં જઇ એક રથને પાંચસાત સિપાઇ લેઈ આવ્ય પછી ધાંયજો રાજાના કહેવા પ્રમાણે ગામમાં જઇ લેઈ આવ્યો. એટલે રાજા સ્ત્રીને કહેછે કે આ રથ મંગાવ્યો છે તેમાં બેસો. હવે પેલો વાંદરો વનમાં ગયોછે તે નથી આવ્યો માટે સ્ત્રી વાર કરેછે કે જો તે આવેતો હું તેને સાથે તેડી જાઉ ને રાજા ઉતાવળ કરે છે પછી સ્ત્રી હાથ જોડી વાવ્યને અરજ કરેછે. કે હવે હું તારાં

દર્શન ક્યારે કરીશ. એમ કહી વાવ્યને કહે છે.

**દોહરો**—છેલ સંગી વાવડીને, વળી રહી ગઈ હામો ઠામ; તારાંરે જળ હવે હું નહિરે પીવુંને, જો હોત અમારે ગામ. ૩૨ છેલ સંગીતા વાવડી, જુગતે બંધાવીરે જોય; સોને જડાવું તારાં પગથીઆંને, વળી નગર અમારેરે હોય. ૩૩ હે વાવ્ય માતા તું મારે નગર આવતી હોય તો તારાં પગથીઆં સોને જડાવું; પણ તુંતો અહીંને અહીં રહી જાય છે. હવે તારૂં પાણી હું નહિં પીઉં. એટલામાં રાજાએ હાંક મારી; પણ પેલો વાંદરો ન આવ્યો એટલે પોતે બહાર નીકળી રથમાં બેઠી, સિપાઇઓએ પડદા નાંખી દીધા. ને રાજા ઘોડે સ્વાર થઈ સ્ત્રીને લેઈ પોતાના ગામ ભણી ચાલ્યો. એવામાં પેલો વાંદરો ફળ લેઈને આવ્યો, ને વાવ્યમાં જઈ જુવેછે તો સ્ત્રી દીઠી નહિં. એટલે શોકાતુર થઈ ફળ બળ ફેંકી દીધાં ને કુદકો મારી ઝાડની ટોચ ઉપર ચઢી લાંબી સરને જુવેછે તો રથ જતો દીઠો તેથી જાણ્યું કે એ મારી સ્ત્રી જાયછે. પછી હેઠે ઉતરી રીસ ચઢાવી પુંછડું ઉંચુ કરી હુકાહુક કરતો ને દાંત કચડતો થેકડા મારતો ચાલ્યો, ને જ્યાં રથ પાસે આવ્યો ને ક્રોધ કરી રથ ઉપર જાયછે એટલે સિપાઇએ તેને હાંકવા માંડયો. તો વધારે રીસ કરી સિપાઈ ઉપર દાંત કચડતો સામો ધસવા લાગ્યો. એવામાં સ્ત્રીએ અવાજ સાંભળ્યો કે વાંદરો આવ્યો. એટલે રાજાને કહ્યું કે મહારાજ તમારૂં વચન તે આવુંજ. રાજાએ સિપાઇને વાર્યો કે તમે એને મારશો નહી. સિપાઈ કહે કે કયા સાલા રથ ઉપર થેકતા હે. એવામાં સ્ત્રીએ પડદો ઉઘાડી બહાર મોં કહાડી જોયું એટલે પેલો વાંદરો થેકડો મારી રથમાં પેશી ગયો. ને રાણી પાસે જઇ બેઠો, પછી રાજાને રાણી ગામમાં આવ્યાં. ત્યાં રાજાએ રાણીને એકદંડા મેહેલમાં ઉતારો આપી તેમાં રાખી. ને તેની હજુરમાં નોકર, ચાકર તથા દાસીઓ સુંપી. રાણી પોતાના વાંદરાને સોનાની સાંકળે પોતાના પલંગે બાંધી રાખે છે. રાજા કોઇ વખત રાણી પાસે જાય તો સામી ખુરશી નાંખીને બેસવું પડે, રાણીની

પાસે જઈ બેસાય નહિ. જો રાણીના થડમાં જવા જાય તો વાંદરો ડોળા કહાડી સામો દંતાઇઆ કરી કરડવા જાય. પણ રાજાને રાણી પાસે આવવા દે નહિ. પછી રાજાએ વિચાર કર્યો કે આ વાંદરો રાણી પાસેથી જાય તો પછી નીરાંતે વાત થાય, નહિ તો એ આપણને જંપવા દેશે નહિ. એવું જાણી પોતાની માનીતી રાણી પાસે આવ્યા, કહ્યું કે જો તમો આ સ્ત્રીની પાસેથી વાંદરો આઘો કઢાવો તો ઠીક કેમકે મેં તો એને વચન આપ્યુ છે તેથી મારાથી કહેવાય નહિં ને તમે તો બે વાતો સમજાવીને કહો. ત્યારે માનીતી રાણી કહે એમાં તે શું જઇને એક ઘડીમાં કઢાવું છું એમ કહી લુગડાં પહેરી તે રાણીને મહેલે ગયાં. ત્યાં રાણીએ માનીતી રાણીને માન આપી પોતાની પાસે બેસાર્યા. પછી માનીતી રાણી કહે બાઈ આ જનાવરને આપણા દરબારના પાંજરામાં મોકલો ત્યાં ઘણી જાતનાં જનાવર પળાય છે. તે ભેગો રહેશે. તમે તે પાસેને પાસે શું રાખી મુકોછો કોઈ જુવે તોયે કહે કે, રાણીને બીજાં કોઈ જનાવર ગમતાં નહિ હોય, તે આ વાંદરો પાળે છે. એના વગર દરબારમાંથી મેંના, પોપટ, એવી તરેહનાં જનાવર લાવીને પાંજરાંમાં રખો ત્યારે રાણીએ કહ્યું કે એતો મારો જીવનપ્રાણછે. એને તો એકઘડી પણ મારાથી અળગો નહિ કરૂં ત્યારે માનીતીને રીસ ચઢી; નેં લાંબો હાથ કરી કહ્યું કે બળ્યા તમારા તે ઢંગ વળી આવું કદરૂપુ જનાવર તે પાળતા હઈશું. તેવું વાંદરાએ સાંભળ્યુ એટલે રીસ ચઢાવી પેલી માનીતી રાણી ઉપર છલંગ મારીને તેનું નાક કરડી ખાધું. માનીતી રાણી તો લોહી લુતી જીવ લેઇને નાઠી, ને રાજા પાસે આવી કહ્યું કે, તમે આવી છત્રપગીને ક્યુડ પમી કયાંથી લાવ્યા કે મારૂં તો નાક ગયું રાજા રાણીનું નાક કરડેલું જોઈ મહા કોપાયમાન થયો; કે કોક દિવસ આપણો પણ એ ઘાટ થશે. માટે હવે તો એને નક્કી કહાડવોજ એવું નક્કી કર્યું એટલામાં એક મદારી વાંદરો ને વાંદરી લેઇ રમત રમવા દરબારમાં આવ્યો. એટલે રાજાએ મદારીને કહ્યું કે, તું રાણીના

મહેલ આગળ જઇ રમત કર ને રાણીને ખુબ ખુશી કર કે તને રાજી થઇ કંઇ વચન આપે ને વચન લેઈ તું રાણી પાસે જે વાંદરો છે તે માગી લે. એમ કહી રાજાએ મદારીને પહેલા પચાસ રૂપીઆ આપ્યા. તે લેઈ મદારી રાણીના મેહેલ સામો આવી રમત કરવા માંડી, એટલે રાણી વાંદરાને લેઈ ઝરૂખામાં આવી બેઠાં પછી મદારીએ ખુબ રમુઝી રમત કરી તેથી રાણી ખુશી થઇ મદારીને કહ્યું કે મદારી તું માગે તે આપું, ત્યારે મદારીએ કહ્યુ કે આપનું વચન, પછી રાણીએ મદારીને વચન આપ્યું. એટલે મદારી કહે કે આ વાંદરો છે તે મને આપો, તે સાંભળી રાણી મહા ચિંતામાં પડી કે આણે આશું માગ્યું; પણ જો ના કહું તો વચન જાય, તેથી વાંદરો મદારીને આપ્યો ને મદારીને કહ્યું કે આજથી છ મહિને આ વાંદરાને બરાબર શિખવી પેહેલ વહેલો મારી પાસે રમાડવાને લાવજે. હું તને કાંઈ ઈનામ આપીશ. હવે મદારી વાંદરે; લેઈને જાય છે તેટલામાં જતાં જતાં વાંદરો રાણીને કહે છે.

**દોહરો**—ખાવેપીઓને ધન વાવરોને, વળી કાપડ પેરોનેરે સાર. તમ માટે અમે વેચાવીઆરે, ભુંડી મદારીને દરબાર. ૩૪

હે સ્ત્રી તું હવે ખા, પી ને મઝા કર ને હુંતો હવે જાઊ છું એમ કહી વાંદરાની આંખમાંથી આંસુ જાયછે તે જોઈ સ્ત્રી કહેછે:

**દોહરો**—પચને ચુકયો વાંદરાને; ભુંડા બોલી લજાવે તુંતો વેણ; તુજ ઘટ સાલે મોરી પ્રીતડીને, વળી મુંજ ઘટ સાલે તારાંનેણ.

હે વાંદરા તું ફાળ ચુકયો, ને હવે બોલે શું થવાનું. તને મારી પ્રીત સાલે છે. ને મને તું રૂવે છે તે તારાં નેણ સાલે છે. પછી મદારીએ વાંદરાને લેઈને પોતાને ઘેર ગયો. છ મહીના થયા એટલે રાજાએ રાણીની સાથે પરણુવાની તઈયારી કરી. સામાન તૈયાર કર્યાં છે ને ત્યાં લગનના બે ત્રણ દિવસ બાકી રહ્યા છે. એટલે પેલો મદારી વાંદરાને લેઈ રમત રમાડવા આવ્યો. ત્યાં રાણીએ પોતાના સોનીરીઆ ચોકમાં મદારીને રમવા બોલાવ્યો. ને રાજા પણ પ્રધાનને સાથે લેઇને જોવા માટે આવ્યા. એટલે મદારીએ

રમત ચાલતી કરી. તેને વાંદરાને ખુબ રમાડયો તેથી રાજી થઇ રાણીએ ને રાજાએ મદારીને શીરપાવ આપ્યો. પછી મદારીએ વાંદરાને કહ્યું કે તું રાજાને સલામ કર એટલે વાંદરાએ રાજાને સલામ કરી. ને રાણીને સલામ કરવાનું કહ્યું એટલે પુંઠ ફેરવી બેઠો ને સલામ કરતો નથી. તેથી મદારીને રીસ ચઢી. તેથી વાંદરાને પાંચ સાત લાકડીઓ ઝપાટી દીધી. તેથી વાંદરાની આંખમાં આંસુ આવ્યાં તે જોઈ રાણી કહે છે.

**દોહરો**—સુણ સલક્ષણ વાંદરાને, તું તો ભરી નશકયો જોને ફાળ;તારે શરીરે પડે જેમ લાકડીરે, તે તો મારે શરીરે ઉઠે ઝાળ. ૩૬

હે વાંદરા તારાથી ફાળ નભરાઈ તેથી તને દુખ પડે છે, ને તારાં આંસુ જોઇમારે શરીરે ઝાળ ઉઠે છે. પછીરાણીએ પોતાનોનવ લાખ રૂપીઆનો હાર હતો તે તોડી નાખ્યો. એટલે મદારી વાંદરાને મારતો છુટો મુકી મોતી વીણવા લાગ્યો. વાંદરો છુટો થયો એટલે મનમાં વિચાર્યું કે રાંડ પોતે સુખ ભોગવેછે, ને મને માર ખવરાવેછે. માટે લાવ લાગ આવ્યો છે. તેથી કુદી રાંડનું ડોકું મચડી નાંખું. એમ ધારીને ઠેકડો માર્યો તે એક થાંભુ ઝાલ્યું પણ થાંભુ તુટી પડયું એટલે તે નિચે પડયો ને તરત પ્રાણ નીકળી ગયા, તેવું રાણીએ જોઇ મદારીને કહ્યું—

**ચોપાઇ**—તોડું રે નવસર હાર, ભુંડા મોતી વેણુવા લગ્યો; હમણાં હતો કરમાંય, મદારી વાંદર કયાં ગયો.

મદારી વાંદરા સામું જુવેછે તોમરીગયેલો દીઠો. પછી રાણી વાંદરાને મરી ગયેલો જોઈ પોતે વિચાર કરેછે ને મનને કહે છે.

**દોહરો**—ઉડ હૈયા કર પાંખડીરે, હવે જીવીને શું રે કરેશ, જેશું બંધાણી મારે પ્રીતડીરે, હું તો તેના ભેળીરે મરેશ.

રાણીએ ધાર્યુંકે મારો જે જન્મધણી તેતો ગયો, હવે મારે જીવીને શું કરવુંછે; માટે હવે તેની પાછળ મરવું. એમ ધારી જેવી તેની પાછળ પડવા જાયછે એટલે રાજા તેને ઝાલવા ઉઠયો એટલે તેમની પાછળ પ્રધાન પણ ઉઠયો. રાણી પડી એટલે રાજા પણ રાણી પછાળ ઝાલવા ગયો તે પડ્યા ને પ્રધાન રાજાને ઝાલવા

ગયો તે પણ પાછળ પડયો તેથી ત્રણે જણના જીવ નિકળી ગયા. આવો બનાવ જોઈ મદારી ગભરાયો કે હવે મારી શી વલે થશે. ને મારે માથે તોહોમત આવશે, એટલે મને રીબાવી રીબાવીને મારશે. માટે લાવને એકદમ મરી જાઉં એટલે દુખતો ખમવું ન પડે. પછી મદારી પણ પોતાને હાથે જીવ કહાડી મરી ગયો. એવી રીતે ત્યાં આગળ પાંચે મરી ગયાં. હવે જે વાંદરો મરી ગયો તે રાજા શાલીવાહનને પેટે છોકરો થઇ અવતર્યો, તેનું નામ સદેવંત પાડયું. જે રાણી હતી તેજ [illegible] નગરશેઠ પદમશાને ઘેર અવતરી. તેનું નામ શાવળીંગા પાડયું. ને જે હીરાસેન રાજા હતો તેનું મનતો પરણવામાં ને પરણવામાં રહી ગયું તેથી પારનગરીમ માણુકચંદ શેઠને ઘેર અવતર્યો, તેનું નામ રૂપાશા પાડયું. ને પ્રધાન જે મનરંજણો ચતુર હતો તે લાલા બારોટ થયો. ને જે મદારી હતો તે રાણીનું રૂપ જોઇ મોહી[illegible] ગયો હતો તે રાંડીરાંડને પેટે છોકરો થઈ અવતર્યો. પણ રાંડીરાંડની ફજેતી થાય માટે તે છોકરાને લેઈ જઈ વગડામાં મુકી આવી. તે બાવા ધુંધળીમલની નજરે પડયો એટલે પોતે પોતાના મઠ (આશ્રમ)માં લાવી ઉછેરી મોટો કર્યો. તેનું નામ ગોરખો પાડયું. હવે રાજા શાલીવાહનને ઘેર કુંવર અવતર્યો તેની વધામણી ઘેરે ઘેર ચાલી.

**ચોપાઈ**—ધવળ મંગળને ઘોળ, વધાવા જોને વાગીઆં; ઘેર ઘેર લીલાલેહેર; ગાયછે સાહેલીઆં. ૩૯ થડ થડકે કોય, કવેશ્વર કહી ગયા; શાખા બાંધી શાલીવાંણ, સદેવંત કુંવર જનમીઆં. ૪૦

રાજાને ત્યાં મહા કાન્તીવાન કુંવર જનમ્યો. તે દહાડે ન વધે એમ રાતે વધે, સદેવંત જ્યાં ભણી ગણી બાર વરસનો થયો એટલે તો તેનું રૂપ જોબન વેળાએ કામરૂપ જેવું થઇ રહ્યું. પોતે રોજ સાંજ પડે એટલે પોતાના ઘોડા ઉપર હીરા મોતીનું રત્ન જડીત પલાણ માંડી પોતે સ્વાર થઈ ફરવા નિસરે. સાવળીંગા પણ એવી મહા તેજસ્વી, ઇંદ્રના ઘરની અપછરા જેવી ભણી ગણી ચતુર થઇછે, તે પોતે દરરોજ નિશાળે જાયછે. ને પોતાને

ઘેર તેના બાપે સદાવ્રત બાંધ્યું છે કે કોઈ અભ્યાગત માગવા આવે તો તેને આપવું પડે પણ પાછો ન કહાડે. શાવળીંગા પોતે ઘણા શોભીતા શણગાર પેહેરી પોતાની સોળસેં સાહેલીઓ લેઇ રોજ સાંજની વખત પોતે નવ ડેરીએ ગરબા ગાવા જાયછે. એ વામાં એક દિવસ બાવા ધુંધળી મલના ચેલા ગોરખે પોતાના ગુરૂને કહ્યુંકે, મહારાજ તમે તમારી જટા કેમ ચોળતા નથી ત્યારે ગુરૂએ કહ્યુંકે, બચ્ચા, મેં જટા કીસતરેસેં ધોઉં. મેરેકું એક સારા દીન લગતાહે, ને મેરેતો બસ્તીમેં મંગનેકું જાના પડતાહે સોનીવરાસ નહી મિલતી ઓબાસ્તે નહિ ધોતા. ત્યારે ગોરખે કહ્યુંકે, મહારાજ આજ મંગનેકું મેં જાઉં તુમ તુમેરી જટા આજ ધુઓ. ગુરૂ કહે બચ્ચા જાવે તો ખરા લેકીન એક લાલાબારોટકી પોલમેં મત જાના. ગોરખો કહે ઠીક મહારાજ વાંમેં નહિ જાઉ. પછી ગોરખે પોતાના માથાના કેશ છુટા મેલી, અખંડ ભભુત લગાવી, ભ્રમ અંચળો, ઝોળી, ઝડો, પત્તર, પાવડી, ચકમક ચીપીઓ, સેલી-સીંગી ને કપાળે સીંદુરની આરચા કરી; હાથમાં ધોકો લેઇ કછો ભીડી બાળુડો જોગી બની અલેખ અલેખ કરતો વસ્તીમાં ચાલ્યો. ને જ્યાં એક શેરીને બીજી ને ત્રીજી શેરીમાં હલક કરતો ગયો એટલે એક સ્ત્રી બોલીકે મહારાજ અહી તમને કોઇ નહિ આપે, ને તમે લાલાબારોટની પોળમાં જાવકે ત્યાં પદમાશા શેઠને ઘેર સદાવ્રત આપેછે. ને તેમની છોડી સાવળીંગા તમને મો માગ્યું આપશે એવું સાંભળી ગોરખો વિચાર કરેછે કે મારા ગુરૂ ત્યાં જવાની ના કેમ કહેતા હતા પણ હશે હવેહું ત્યાં જાઉંતો ખરો ત્યાં શુ છે, એમ ધારી ગુરૂનું વચન નમાની તે લાલાબારોટની પોળમાં ગયો ને કેડે ઘુઘરા બાંધ્યાછે તે સાંભળી કુતરાં ભસવા લાગ્યાં ને છોકરાંતો તેને જોઇને પોત પોતાના ઘરમાં પેશી ગયા એવા ડોળથી પદમાસાશેઠની હવેલીના સોનેરી ચોકમાં આવી અલેખ જગાવ્યો.

**ચોપાઈ**—સતકા બાંધ્યા સદાવ્રત,કે કુડા બાંધ્યા કામની; ધર્મકી મુરત ધર્મ, ભિક્ષાદેને ભામની.

બાવાએ કહ્યું કે જો સદાવ્રત સતનાં બાંધ્યાં હોય તો ભિક્ષા આપ અનેજો કપટનાં કર્યાં હોયતો અમે જઇએ એમ કહી મહોલ નીચે જઈ ઉભો પછી સાવળીંગા અવાજ સાંભળીઝરૂખે આવી જુવેછેતો બાવાને ઉભેલો દીઠો નહી, ત્યારે હાંકમારી કહેછે.

**ચોપાઈ**—મારારે મોલુ વળી હેઠ, અલેખ બાવે જગાવીઆ નવરા નોતા મારા હાથ, બાવાજી પાછા ચાલીઆ. ૪૨

શાવળીંગા કહેકે મારા મોહોલ નીચે આવી મને વાર લાગી. તેથી બાવાજી પાછા ગયા. એવું સાંભળી બાવો સનમુખ આવીકહેછે

**ચોપાઈ**—દેવું હોયતો દે, શબ્દ પાળો શાંમની; અતીત ઉભોછે તારે દ્વાર, ભિક્ષા દેને ભાંમની. ૪૩

બાવાને સનમુખ ઉભો જોઇ શાવળીંગા કહે છે.

**ચોપાઇ**—ઉભા રહોને બાવા આજ, ભિક્ષા તમે લીજીએ; તમ આવે લીલ્રા લેહેર, આશીશ અમને દીજીએ. ૪૪

એમ કહી સાવળીંગા પોતે સોનાના થાળમાં લોટ ભરી બાવાને આપવા આવી. તે જોઇ બાવો કહે છે.

**ચોપાઇ**—નાંખ્યા નજર કેરાં બાણ, આટો કેમ લીજીએ; બાવો માગે જોબન કેરાં દાંન, અતીતકુ દીજીએ. ૪૫

તે સાંભળી સાવળીંગા બોલી.

**ચોપાઈ**—તમે પુજયા દેવ, તમે પુજી દેવીઓ; તમે થયા જોગીરાજ, તમારે નારી કેવીઓ. ૪૬

હે બાવા તમે સંસાર મુકી જોગી થયા ને તમારેતે નારીનો ખપ શો? ત્યારે બાવો કહે છે.

**ચોપાઈ**—નથી પુજ્યા મેં દેવ, નથી પુજી દેવીઓ, ગુરૂએ આપ્યા શબ્દ, નાંખુંછું નીત્ય ફેરીઓ. ૪૭

બાવે કહ્યું હુંતો દેવ દેવીને ઓળખતો નથી, પણ ગુરૂના વચને કરીને અહીં ફેરા ખાઉછું. સાવળીંગા તેના બોલ સાંભળી તેનું રૂપ જોઈ ઘણી મોહીત થઇને ચેલાને કહે છે.

**ચોપાઇ**—કામની રૂપ સ્વરૂપ, રૂદેમાં જાંણીએ; શેહેર સમુ

મરજાય, મગ મગતું માણીએ.

સાવળીંગા કહે બધું શેહેર ઉંધું વળ્યું કે કોઇ નારી નથી માટે નગરમાં જઈ કોઇ સારી જોઈ પરણો. તે સાંભળી ચેલો કહેછે.

**ચોપાઇ**—તુહી હે રૂપ સ્વરૂપ, હાજર રહો તુમ ખડી; દેને જોબન કેરા દાન, લગન કરને અબ ઘડી.

ચેલે કહ્યું કે તારા જેવી બીજી રૂપવાળી કોણછે, માટે તુંજ લગન કર એવું સાંભળી સાવળીંગાને રીસ ચડી ને ચેલાને કહેછે.

**દોહરો**—બાવારે મારા બાવલીઆને વળી નજરો રાખ તારી ઠીક, ફોડી નાખીશ તારાં તુંબડાં તો, વળી શેનેરે માગીશ ભીખ. એવું સાંભળી ચેલો કહે છે.

**દોહરો**—સુનબે ચચલ નારીઆને, વળી બોલનેકુંરે જરા શીખ, વાડેથી લાવું બીજાં તુંબડાં ને, વળી તેમાંરે માગું હુંતો ભીખ.

હે સાવળીંગા જરા વિચાર કરીને બોલ, તું તુંબડાં ફોડી નાંખોશ તો વાડે ઘણા નીપજે છે. તે સાંભળી સાવળીંગા ક્રોધ કરી કહેછે.

**ચોપાઇ**—વાંકાંરે કરી નેણ બાવારે તને મારશું; ઝોળી પડશે ઉભી બજાર, તુબડાં ફુટશે હાથશું.

તે સાંભળો ચેલો કહેછે કે, તું એવી કેવિ કામણગારી છું કે નજર કરી મારીશ. એમ કહી કહે છે.

**ચોપાઈ**—સુનબે ચંચલ નાર, કલ ઉઠ મર જાઇંગે; દેને જોબન કા દાન, દવા દેકે જાઇંગે.

હે સાવળીંગા તું ગુમાન કરેછે તેશું ? કેટલા કાળ જીવવાનીછું. ત્યારે સાવળીંગા કહે છે.

**ચોપાઈ**—જાતનો છે તું અતીત; કોણ તારી જાતડી; આવવા દે પીતા મુજ આજ, પછે છે તારી વાતડી.

સાવળીંગા કહે મુવા તું અતીત થઈને આવી હઠ કરેછે. માટે મારા બાપને કહી તારી વલે કરાવીશ ત્યારે ચેલો કહેછે.

**ચોપાઈ**—બડા પીતા તારો શેઠ, લુટાવે ફુલ વાડીઆં; તેરે સરખી કલીકા ક્યા ભાર, કાયકું મેણા મારીઆં.

હે સ્રી તારો બાપતો મોટો ઉમરાવ છે, તે તો ફુલની વાડીઓ લુટાવી દેછે, ને તુતો એક ફુલની કળી જેવી છે. તેમાં આટલો ગુમાન કરી મેણાં મારેછે તે સાંભળી સાવળીંગાને ક્રોધ ચડયો ને આંખો કરડી કરી બાવાના સામું જોયું.

**ચોપાઇ**—બાવો માગે લોટકે, શેહેર જાણે આપણે, સાંધ્યાં નેણું કેરાંબાંણુ, બાવો પડયો બારણે. ૫૬

જ્યાં સાવળીંગાએ રાતાંચોળ જેવાં લોચનકરી બાવાના સામી એક નજર કરી જોયું કે બાવો તેનું તેજ જોઇ અંજાઇને ભોંયપર પડયો તે પડતાં પડતાં ધીબાકો સાંભળી સાવળીંગાની ભોજાઇ પોતે બારીએ આવી જુવેછે તો, બારણા આગળ બાવાને પડેલો દીઠો તે જોઇ વિચાર કરેછે કે નણંદ નહાંનાં છે પણ કામણગારાં નિકળ્યાં બાપડા બાવાને જોતાં જાતાં ભોંય પાડયો એમ વિચારી કહેછે.—

**ચોપાઈ**—નણદલ નાનેરાં બાળ, કામણ ક્યાંથી શીખીયાં, જોગી માર્યો અબધુત, ઘરોઘર ભીખીયાં. હે નણંદ આ બાપડા ભીખ માગનારને તમે માર્યો. તે સાંભળી સાવળીંગા પોતાની ભોજાઈનેકહેછે

**દોહરો**—મેંરે માર્યો હોયતો હુએ મરૂંરે, નીકર મરજો ભાભી તારો વીર; ડાબીરે આંખને ફરૂંકડે, વળી ફાટી પડયોરે ફકીર ૫૮

હે રાંડ જો તું મને કહેછે કે બાવાને માર્યો પણ મેં માર્યો હશે તો હું મરીશ, નહિતો તું જુઠું કલંક મુકતી હઇશ તો તારો ભાઈ મરશે. મારી તો આંખ જોઇ મુવોછે એવામાં ચેલાનોગુરૂ બાવો ધુંધળીમલ ચેલાને ખોળતો ખોળતો તે જગાએ આવ્યો ને જુવેછે તો ચેલો ભોંયપર લાંબો થઇ ઉંધે મોંએ પડયો છે ને મોંમાં ધુળ પેશી ગઇછે ઝોળી ઓળી કુતરે ફેંદી નાખીછે નેહવે ગુરૂને આવ્યો જોઈ ભોજાઈ સાવળીંગાને કહેછે.

**દોહરો**—એક માર્યોને બીજો મારશો તો, વળી નગરમાં થાશે જોને વાત; જોગી માર્યો જટા ધારીઓરે, બાઇ જેવો ગોરખનાથ.

હે બાઈ આ એક માર્યો ને બીજાને મારશો તો ઘેરઘેર તમારી વાત થશે. એમ કહી પાછી પોતે મહેલમાં પેશી ગઈ પછી ગુરૂ

ચેલા પાસે આવી ચેલાને કહે છે.

**ચોપાઇ**—ચેલારે તુટયો જોને આંબ, તુટીરે જાણે આંબલી, ચંદ્રરે વદની નાર. કામણગારી કોણ મળી. ૬૦

હે ચેલા તને શું થયું, તારે માથે આંબ તુટયો, કે તણે કોઇએ કામણ કર્યા. તે સાંભળી ચેલો કહેછે.

**ચોપાઇ**—નથી તુટયો ગુરૂ આંબ, નથીરે તુટી આંબલી; કામણ ગારી નાર, સાવળીંગા સુજને મળી. ૬૧

હે ગુરૂ મને સાવળીંગા કામણગારી મળીછે, તેણે કામણ કર્યાછે બીજું કાંઇ થયું નથી. તે સાંભળી ગુરૂ સાવળીંગાને કહે છે.

**ચોપાઈ**—સુણબે ચંચળનાર, લડકેકું કયું લડી; સોર લેઉંગા ઉતાર, અદાસે કયું ખડી.

હે રાંડ તેં મારા ચેલાને કેમ માર્યો, તને શ્રાપ દેઈ બાળી ભસ્મ કરી નાંખીશ નહિતો સાચે સાચું કહે, તે સાંભળી શાવળીંગા નરમ થઇ બાવાને નમી પડી કહે છે.

**ચોપાઇ**—દીઠી જોબનવંતી નાર, જીવડો ચાલ્યો છળીને; એમાં શો અમારો વાંક, શું આવ્યા ચેલાની વારે ચડીને.

હે મહારાજ, મહારૂં જોબન, ને રૂપ જોઇ તમારા ચેલાનો જીવ છળી ગયો તેમા હુ શું કરૂં ત્યારે ગુરૂ કહેકે તું એને ઉઠાડ. પછી સાવળીંગા પોતે ચેલા પાસે આવી કહે છે.

**ચોપાઇ**—ચેલાજી બેઠા થાવ, આંજું તમારી આંખડી. પેરવા આપું પીતાંબરલાલ, ચડવા આપું ચાખડી.

હે મહારાજ હવે તો ઊઠો, પણ ચેલોતો ઉઠતો નથી. ત્યારે સાવળીંગા પોતે ચેલાની સામું હશીને લાલચ દેછે.

**ચોપાઇ**—ઊઠોને મહારાજ, આપણ કરીએ ગોઠડી; રંધાવું ભોજન બત્રીસ, જમાડું રસ રોટલી.

હે મહારાજ તમારે જે જમવાની ઈચ્છા હશે તે તમને જમાડીશ ને તમે ઉઠો. તે સાંભળી ચેલો કહે છે.

**ચોપાઇ**—બળ્યાં તારાં પકવાન, બરીરે રસ રોટલી; સલામત

માર મેહેલા કેરા લોટ, બળીરે તારી ગોદડી.

હે સ્ત્રી મારેતો તારૂં કાંઇ જોઇતું નથી. પછી ગુરૂ ચેલાના ઉપર હાથ ફેરવી ઉઠાડી ચાલે છે; ને કહે છે.

ચોપાઈ—ચેલા નાસવું હોય તો નાશ કે, શેહેર નહિ આપડું મારસે મહાજન કેરા લોક કોઇ નહિ કહે બાપડું

હે ચેલા હવે તું ઉતાવળો ચાલ નહિ તો તેના સગા વહાલા જાણશે તો આપણરે મારશે, એવામાં આડોશી પાડોશી બે ચારેક એકઠાં થયાં. ને બાવાને કહેછે, હે મહારાજ ચેલાને શું થયુંકે, ચકર ખાઈ ભુંઇમાં પડયો ગુરૂ કોઇને જવાબ દેતા નથી તેમ તેમ લોકો વધારે પુછે છે, ને ઘણા ભેગા થાય છે, જતાં જતાં તો ઘણા લોકો ભરાઇ ગયા, ને ત્યાં અઢારે વરણ ભરાઇ ગઈ ચાલવાની જગ્યા પણ રહી નહિં. પછી ગુરૂ સરવેના ઉપર રોશ કરી કહે છે.

ચોપાઈ—મળીઆં છે વરણ અઢાર, દુનિયાં સરવે દુંદળી, શેહેર કરી દઉ હળાહળ, ધમુકયો બાવો ધુંધળી.

બાવો રીસ ચઢાવી લોકોને કહેછે કેતુંમ સબ લોક ઇધરસે ચલે જાઓ, નહીતો સારા સેહેર હળાહળ કર ડાલુંગા; પણ લોકો માનતા નથી. એવામાં સદેવંત કુંવર ઘોડે બેશી ફરવા નિકળ્યો હતો તે ત્યાં લોક ભરાએલા જોઈ પોતે ત્યાં અવ્યો. ને ત્યાં બાવો લોકોને ખસો ખસો કહે છે પણ માનતા નથી એવું જોઈ પોતે ઘોડો લેઈ વચમા પડયો, ને પોતાની પાસે ચાબખો હતો, તે લોકોને ઝાપટવા માંડયો, એટલે લોકમાં નાસાનાસ થઈ. પછી બાવો પોતાના આશ્રમ ઉપર આવ્યા. સદેવંત પણ ચાલ્યો ચાલ્યો તેમની પાછળ આશ્રમમાં ગયો. ને ચેલાને પોતાની પાસે બોલાવીને પુછ્યુંકે અલ્યા ત્યાં શું હતું કે લોક ભરાઈ ગયા હતા. ત્યારે ચેલો કહે મહારાજ તમારા નગરમાં જીવતી ડાકયણ છે તે મને વળગી હતી. પણ મરા ગુરૂએ આવી મને ઉઠાડયો ને અહીંઆં તેડી લાવ્યા. નહીતો હું ઉગરત નહિ, ત્યારે સદેવંત કહ્યું મહારાજ ડાકયણ બાકયણની વાત જવ દો ને મને સાચે સાચું કહો, ત્યારે ચેલો કહે મહારાજ તમાર

નગરમાં મેં એવી સ્ત્રી જોઇ કે તેના તેજે કરીને મૂર્છા ખાઈ હું હેઠે પડયો એમ કહી કહે છે.

**દોહરો**—ભરતખંડ રાજા હુંએ ફર્યો ને, વળી ભમી આવ્યો સરવેરે જોઇ, એ બદન એ અંબીકારે, રાજા નાર ન દીઠી બીજી કોઈ. ૬૯ એસી નહિ દેવલમાં પુતળીને, નહિ રાણીરે રાજ દરબાર; સાચુરે માનો કુંવર સલક્ષણારે એતો અપચ્છરાની અણુસાર.

**ચોપાઇ**—અપછરાની અણસાર, શેઠ પદમાશાની કુંવરી; મરત લોકની માંય, અપછરા એ ઉતરી.૬૧ છે દીંગચળ અચળ અલબેલ, ચપળાશી ચમકે બનમે; એ મોહની ત્રીઆકી આંખજ્યું ચૌદા રતન ઝળકે નેનમે.

હે રાજા કે જેની આંખની ઉપમા કેવી કે જેવા મોટા વનને વિશે ચપળા કહેતાં વિજળીનો ઝબકારો થઈ રહે છે તેમ તેની તેની આંખ ઝબકારા મારે છે એવી સ્ત્રી કોઈ ઠેકાણે નથી. એવી જ્યાં ચેલેઉપમા કહી એટલે સદેવંતને મોહ થયો કે તુ મને તેનું નામ ઠામ બતાવ્ય, ને તે ક્યાં રહેછે તે સાંભળી ચેલો બોલ્યોકે—

**દોહરો**—ઊંચા નાળીએરીનાં ઝાડવાં ને, સાંમી સરૈયાની ઓળ અત્તર કસ્તુરી મેંકે ઘણી ને રાજા એરે સાવળીંગાની પોળ.

**ચોપાઇ**—એરે સાવળીગાની પોળ સામા જાઓ શેરીએ બારી એ ઝરૂખારે ચાર, ઝુકી રહ્યા છે મેડીએ. ૭૪ બાદલ મોહોલ રંગ મહોલ, ખડક મહોલ ઝુકી રહ્યા; તેમાં સાવળીંગારે નાર, મારાં મન મોહી ગયાં.

જ્યાં આવી નીશાની સાંભળી એટલે સદેવંત પોતે ધસ્યો ધસ્યો લાલાબારોટની પોળમાં આવી જુવે છે તો એકથી એક ઘણી ઉંચી હવેલીઓ દીઠીને વિચારમાં પડયો કે આમાં સાવળીંગાની હવેલી કઈ હશે. એવો વિચાર પોતે પોળવચ્ચે ઉભો રહી કરે છે એટલામાં રાજ સભામાંથી લાલાબારોટ ઘેર આવ્યા, સદેવંત કુંવરને શેરી વચ્ચે ઉભા રહેલા જોયા, પછી સદેવંતને બોલાવી કહેછે.

**દોહરો**—સેરી વચે સદેવંત આવીઆને વળી ઊભા રહ્યારે

મહારાજ; સાચું બોલોને કુંવર સલક્ષણારે, તમે આવ્યાછો કેનેરે કાજ.

હે સદેવંત કુંવર તમે અહિંઆં શેરી વચે કોને સારૂં આવી ઉભાછો. ત્યારે સદેવંત લાલા બારોટને કહે છે.

**દોહરો**—લાલારે બારોટ મારા મનરે વસ્યાને, વળી તમથી વહાલુંરે નહિ કોય; તમારી શેરીમાં એક નારી રહેને, તેનો મેળાવો કરીદોને મોય ૭૭

**ચોપાઇ**—મેળાવો કરીદોને મોય, આલું કડાં કંઠી ને ચોકડાં; લુંટાવી દઉ ધનમાલ; રૂપૈઆ આલું રોકડા ૭૮ આલું પાલખીઓ ને સુખપાલ, આલુંરે હાથી ઘોડલા; અરધું આલું રાજ પાટ, આલું રથ જોડલા ૭૯.

સદેવંતે કહ્યું કે હે બારોટ હું તમને કહો તે આલું પણ મને એ નારીનો મેળાપકરાવો. બારોટ કહે, ભાઇ એ નારી કેઈ. એનું કાંઈ નામ ઠામ હશે કે બાધેભારેજ નારીજ. એવી નારીઓ તો મારી પોળમાં સો છે જોતું નામ ઠામ કહેતો વળી બતાવું. ત્યારે સદેવંત કહેકે પદમાશાની દીકરી શાવળીંગા તેનો મેળાપ કરીઆપો હું તમને કહેશો તે આપીશ તે સાંભળી બારોટ કહેછે.

**દોહરો**—એનો દામ નથી હરામનાને, ઓ રાજા લોભે લીઆ નહીં જાય; ઘેર ઘેર નાર. માત પીતારે, રાજા મુખથી તે કેમ કહેવાય ૮૦

બારોટ કહે રાજા એ દામ લોભથી નહિ લલચાય, એને ઘેર કંઇ કમી નથી, કે તમારી સાથે પૈસાસારૂં પ્રીત કરે ને મારાથી એને મોઢે જઇને કેમ કહેવાય મારા મેલામાં તો બધે મારે માત પીતા જેવું છે, ને એને કહું તો એના બાપને જઈ કહેતો મારી ઇજત જતી રહે માટે મારાથી તેને કહેવાય નહિ તે સાંભળી સદેવંત કહેછે કે હે બારોટ તમે જો મને ન મેળવો તો તમારૂં વચન જાય, ને મારે તો એના પછાડી જીવ કહાડવો પણ એનો મેળાપ કરવો બારોટ કહે એવું તારે શું કામછે, કે એના પછાડી જીવ કહાડેછે, ત્યારે સદેવંત કહે છે. હે બારોટ મને બાવાએ કહ્યુ

કે મેં નવખંડ, સાત દ્વીપ જોયા પણ એવી નારી કોઈ ઠેકાણે દીઠી નથી; ને કાને પણ સાંભળી નથી; ને ઇંદ્રને ઘેર પણ એવી અપછરા નહિ હોય, એવું એનું રૂપછે, તે સાંભળી મને એના ઉપર મોહ થયોછે કે મારે એ સ્ત્રી જોવી ત્યારે, બારોટ કહેકે એનો મેળાપ થવો મહા દોહેલો છે, સદેવંત કહે જો તમે મેળાપ નહિ કરાવો તો પછી બીજાથી થવાનો નથી ને મારે પણ પ્રાણ મુકયા વીના છુટકો નથી ત્યારે લાલા બારોટે કહ્યું કે ભાઈ હમણાં તું ઘેર જાને સાંજના ચાર વાગતાં તું પાછો અહીં આવજે એટલે એ નિશાળેથી આવતી હશે. તે તને અગાશીમાંથી બતાવીશ. હમણાં તો એ નીશાળે હશે એમ કહી બારોટ પોતાને ઘેર ગયા ને સદેવંત કુંવર પણ પોતાને ઘેર ગયો. હવે ઘરમાં સદેવંતને કંઈ સુઝતું નથી ને શાવળીંગાની મનમાં ઝંખના લાગેલીછે તેથી કાંઈ ચેન પડતું નથી ને મનમાં વિચાર કરેછે કે કયારે ચાર વાગેને તેને જઈ કયારે મળુ એમ વિચાર કરતાં ત્રણ, ને ચાર વાગવા આવ્યા એટલે સદેવંતકુંવર પોતે શણુગાર પેહેરીને જવાની તૈયારી કરેછે.

દોહરો—હીરા માણેકે મુગટ જડોને, વળી કુંડળ લટકેકાન, મણી મોતીયુંની માળા પેહેરી, તે ઝળકેછે સુરજ સમાન. ૮૧ કલગી તોરા ફરફરેને, જરકશી જામો જોને સાર; શાલ દોસાલા ઓઢીઆને, માંહે ઝાઝેરા ચળકે તાર.૮૨ શેલે કશીરે કમરૂં બાંધીઉંને વળી ભરગ છીનો સુરવાર; તીરતીર કસને કાંમઠીને, વળી શીરોઈની તલવાર. ૮૩

ચોપાઇ—શીરોઈની તલવાર, ભાલા જોને જળહળે; એવા સજી સણગાર, રાજા મહોલમાંથી નિશરે ૮૪

આવી તરેહના સણગાર સજી પોતે મહા તેજસ્વી કામરૂપ જેવો બની ઘોડેસ્વાર થઇ લાલા બારોટને ઘેર ચાલ્યો, લાલા બારોટ પોતે સુતાછે. તેથી પોતાનો ઘોડો થાંભલે બાંધી પોતે લાલા બારોટના પલંગ આગળ જઈ તેમને જગાડયા ને કહે બારોટ ચાર વાગવાની વખત થઇ હવે મને એ સ્ત્રી દેખાડો. બારોટ અફીણી

હતા તેથી અમલ પાણી ઉતરી ગયેલાં એટલે મીજાજ ઠેકાણે નહિ હોવાથી કુંવરને કહેછે કે હે કુંવર તમેતો મારા માથાના મુકટછો પણ જો બીજો કોઇ હોત ને મને આવી રીતે કાચી ઉંઘમાંથી જગાડયો હોત તો હું એને મારી નાંખ્યા વગર મુકત નહિં પણ શું કરૂં તમે છો. હવે મને કસુંબો પીવાદો ને પછી હું તમને હુંશિઆર થઈ બતાવું. પછી બારોટ કસુંબો પીને હોકો ભરી બેઠા એટલે કુંવર કહે મને બતાવો. ત્યારે બારોટ કહે ભાઈ હજુ ચાર વાગ્યા નથી કુંવર કહે હેં બારોટ મને બાવાએ કહ્યું તે ખરી વાત છે, કે ખોટી એનું એવું રૂપછે, કે નહિ ત્યારે બારોટ સદેવંતને કહે છે કે તને એના રૂપની ખબર છે. જો હું તને વર્ણવી બતાવું એમ કહી સદેવંતને કહેછે

## કવિત ચાલ લાવણીની.

ચીત્ર રૂપ ચીતવનમા છાજે, ચંપ વરણ ચીત વન ભારી; પુરબ પુન્ય કીએ જેને કોટીક, સોપાવે એસી નારી. સુડા ચંચશી નાક બનીહે, દાંત બને ડાઢમ કળી, જુગ જંઘા અતી તન કોમળ ચરન બને જેસી વન કદળી; નાજુક પુતળી કમર છબેલી, દશ અંગુળીઆં મુંગ ફળી, ચંદ્ર બદન મ્રગ લોચન જેસી અજબ બની રંભા પુતળી. એસી અદા મેં સબ જગ મોહ્યા, સુંન સુદર પર બલીહારી; પુરબ પુન્ય કીયેજીને કોટીક, સો પાવે એસી નારી ૮૫

બારોટ કહે કે હે રાજા જેણે પૂર્વે જન્મકરોડો પુન્ય કર્યા હોય તોજ એ નારી મળે. નહિં તો મળનાર નહિ એવું જેનુ બદનકે તુ સાંભળ, જેનું નાક તો સુડા કહેતાં પોપટની ચાંચના જેવુંછે, ને દાંત ડાઢમ કળીઓ જેવા, ને જેની જંઘા કહેતાં સાથળ કેળના થંભ જેવી છે, ને પગ મહા કોમળ વનની કદળી જેવા છે. આંગળીઓતો જાણે મગની ફળીઓ, ને નેણમાંતો સરવે જગ મોહી રહ્યું છે, એવી સ્ત્રી કાંઈ પૂર્વે જનમના સંસ્કાર વિના મળે નહિ, એવું સાંભળતાં સદેવંત કુંવર મહા મોહિત થઇ ગયો ને કહે છે, બારોટ વળી એનું બીજું લક્ષણ બતાવો, ત્યારે બારોટ કહે છે.

કવિત—મુખ બન્યો મેહેતાબ સરીખો, દાંત જડે સબ સોનેરી પુરન પાનસો પેટ કહીજે, છાતી બની કાચી કેરી; કંઠ કોકીકલા કોયલ જેસો, મદનકેપને પુંજ ઘેરી; ચાલ ચલે ગજરાજ સરીખી સો કોઈ આશક કરતે ફેરી; છુટે પસીના ભમર બાસલે લંબે બાલ નાગન કાલી, પુરબ પુન્ય કીયેજીને કોટીક, સો પાવે એસી નારી.

હે રાજા જો વળી એનું રૂપ કે જેનું મોહો તો મેહેતાબ કહેતાં રાતની વખતે બપોરીઊં છુટેછે તેના જેવી શોભા આપે છે. દાંતે તો સોનાની રેખો જડી છે, અને તેની ડોકતો કોકીકલા એટલે મોરના જેવી છે. અને તેનો સ્વરતો જાણે કે યલના જેવોછે. ચાલતો ગજરાજ કહેતાં હાથી જેવી છે, લાંબાવાળતો કાળ નાગણી ના જેવા છે. અને તેના શરીરનો પરસેવો છુટેછે તેની બાશ લેવાને ભમરા તેની પાછળ આતુર છે, અને રાજા તારા જેવા કોઇ સો આશક ફેરા ખાય છે, માટે જો તારા નસીબમાં હોય તો તે તને મળે. નહિતો મળવી કઠણ. સદેવંત કહેછે હે બારોટ એતુ એનું રૂપછે. બારોટ કહે એતો શું વળી જો તને કહું એમ કહી કહેછે.

કવિત—મીઠી જુબાંસે જગભરમાઇ નેનમે મોહીની મારે; લટક બતાકે લુંટલીએ જ્યું, ચમક રહે ગગને તારે; જીસીઆશ કપર નજર દોડાવે, તે ઘડી પલકમેં ધરમારે, ઉસ માયાસે કોઈ બચ્યા નહિં, લપટ રહે જગ સંસારે; હંસ મોર, કીર કપોત, કહીએ જ્યું કોયલસેં કીલકારી; પુરબ પુન્ય કીયે જીને કોટીક, સો પાવે એસી નારી ૮૭

હે રાજા જેની મીઠી જીભે કરી આખી દુનિયાં મોહી ગઇછે, અને તેની આંખમાંતો જાણે બધી વશીકરણ વિદ્યા ભરેલી છે. અને જેના ઉપર નજર કરે તેને પાડયોજ છે, તેની સોસોટી કોયલ ના જેવી છે હે રાજા પૂર્વ ભવના સંસ્કાર વિના એ સ્ત્રી મળે નહી તેમ તેમ રાજા મહા ગાંડોને ઘેલો થઈ જાય છે, અને બારોટને કહેછે બારોટ વળી એનું વર્ણન કહો બારોટ કહે છે.

કવિત—સોળ સીણગાર બતીસ અળંકાર ચોરાસી આસન

જાણે; બતીસ કળા લક્ષણમે પુરી, ચીત પદમનીકી નીશાને; કવિજન જોગ જુગત્ત સેકીનો, સમ જેગો કોઇ ઈનસાને રામ કીરપા હુ-રી ઇછા હરીબીન, મીલેન એસી કીલજાને; શામ પ્રેમગીર કહે સભામેં, સુન સુંદરપર બલીહારી; પુરબ પુન્યકીયેજીને કોટીક, સો પાવે એસી નારી ૮૮

હે રાજા હરીની ઈચ્છા વિના કે હરિ વિના બીજા કોઇને મળવી કઠણ છે, માટે તારા નસીબમાં હોયતો મળે એવું રૂપ સાંભ-ળતાં સદેવંત રાજા મૂર્છા ખાઇ પડયો. બારોટે આસના વાસના કરી બેઠો કર્યો ને કહે છે કે હે રાજા અત્યારથી તમે આમ લોંયમાં પડોછો તો નજરે જોશો ત્યારે તો શું થશે. રાજા કહે હુંએને જોઈશ ત્યારે મારો જીવ ઠેકાણે આવશે માટે બારોટ મને બનાવો એવામાં ચાર વાગવા આવ્યા એટલે બારોટ કહે ચાલો આપણે અગાશી ઉપર જઇએ એમ કહી બારોટ અને રાજા અગાશી ઉપર ચડયા. ને સાવળીંગાને આવતી જુવેછે તો શાવળીંગા નિશાળમાંથી ચાર વાગ્યા એટલે પોતાની સોળસેં સાહેલીઓ લેઇ પોતે હંસની ચાલ ચાલતી આવે છે, અને તેનું મૂખાર્વિંદ સૂર્યના જેવું પ્રકાશ મારી રહ્યું છે. તેની તેને આવતી જોઇ બારોટ સદેવંતને કહેછે—

**દોહરો**—શાવળીંગા ચાલી નિશાળથીને વળી ઘર ભણીરે આવંત મજરો કરેરે લાલો કવિરે, એતો ગુણ રાગરે ગાવંત ૮૯

**સોહલો**—ગુણ રાગે લાલો ગાવંત, સમજીસ્યો મનમે રાજન ગલીઊમેં આવે ઓ નારી; લુંટી જાશે નગરી સારી ૯૦

બારોટ કહે હે કુંવર તમે ઉતાવળા જાઓ ગાંધી શેરીએ ઉભા રહો. ત્યાં તમને તે મળશે. સદેવંતે વેગળેથી આવતી જોઈ હતી એટલે મનમાં ઘણો મોહીત થઈ રઘવાયો રઘવાયો ઘોડે બેશી ગાંધી શેરીએ ગયો.

**ચોપાઇ**—છેટેચકી કામન, લાગ્યા નેનમેં મુજરા; ચલે હંસ ગત ચાલ, ગલે ફુલનકા ગજરા. શાવળીંગા રૂપ સ્વરૂપ, ઘર દિશા-એ ચાલીઆં; જેમ માનસરોવર માંહ્ય, હંસ ગત હાલીઆં ૯૨

એવી રીતે તેને આવતી જોઇ રસ્તો રોકી વચે ઉભોછે એટલામાં શાવળીંગા સોળસેં સાહેલીઓ સાથે ચાલી આવીછે, અને જે જે સાહેલીઓનાં રસ્તામાં ઘેર આવે છે, તે ઘેર જઇ નવડેરીએ ગરબા ગાવાને જવા સારૂ, અણુશોભિતા શણુગાર કહાડી શોભિતા પેહેરવા જાય છે એમ કરતાં શાવળીંગા પોતે એકલી રહી તે ઘરભણી ચાલી આવે છે. એટલામાં સદેવંતનો ઘોડો રસ્તામા ઉભેલો જોઈ અચકાઇને વિચાર કરવા લાગી કે રાજાનો કુંવર ઉભો છે તેથી સામા જવું નહિં; કારણ કે એ મહા તોફાની છે તેથી મને કાંઈ કહેશે, માટે કંઈ આડો રસ્તો કહાડી તેને ચૂકાવી ઘેર ચાલી જાઉં, એમ ધારી પોતે એક ગાંધી ઉપર દુહો કહ્યો.

**દોહરો**—ગાંધી કસ્તુરી જોઈ ને આપ જેને વળી ખોરી નહીરે ખવાય કોક માણુસ આડું ઉભું રહ્યુંરે, તેના આડુતે કેમ ઉતરાય

એવું સાંભળી સદેવંતના મનમાં એવું આવ્યુ કે ગાંધીને ઘેરથી કસ્તુરી લેઇને આવેછે પણુ શાવળીંગાની કહેવાની મતલબ એવી હતી કે રાજા તું કસ્તુરી ખોળવા વ્યો છું તે તને રસ્તામાં નહી મળે એતો કોઇ એકાત ઠેકાણે મળે એમ કહી આડે રસ્તે થઈ પોતાના મેહેલ ભણી ચાલી નીકળી. ઘેર જઈ સોળે શણુગાર ધારણુ કરી વાળે વાળે મોતી પરોવી મહા મૂલ્યવાન વસ્ત્ર પહેરી કોઇ રંભાની માફક બની ઠણી નવ ડેરીએ ગરબા ગાવાને ગઇ સદેવંત ગાંધી શેરીમાં ઉભો છે કે કસ્તુરી લેઇ આવેછે લાલાબારોટ અગાશીમાં ઉભા ઊભા જુવે છે. કે રાજા મૂર્ખ જેવો છે તે તો એને છેતરીને નવ ડેરીએ ગઈ. અને રાજા તેની વાટ જોઈ ત્યાં ઉભોછે તેને પાછો બોલાવું એમ કહી બારોટ અગાશીમાં રહી રાજાને કહેછે

**ચોપાઈ**—સદેવંત ઘોડીલો ખેલાવ કે આવ મારી શેરીએ; સોળસેં સાહેલીનો સરદાર, તેતો રમે નવ ડેરીએ ૯૪

હે રાજા ત્યાં તું શું ઉભો રહ્યોછે પાછો આવ એતો નવડેરીએ ગઇ ત્યાંથી રાજા બારોટના ઘર આગળ આવ્યો અને શાવળીંગા નવ ડેરીએ ગઇ એવી વાત સાંભળી ઘોડો છુટોમુકી ધસ્યો ધસ્યો નવ

ડેરીએ જઇ ઉભો અને જુવેછે તો એક એકથી રૂપે ચઢીઆતી સોળસેં સાહેલી ઓઢીઢી તેમાં શાવળીંગા કોઇતે ઓળખાતી નથી તેથી પાછો નિરાશ થઈ બારોટ પાસે આવી કહેછે.

**ચોપાઈ**—જેને સોળસે સાહેલીનો સાથ, બારોટ કેમ જાણીએ કેઇ શાવળીંગા નાર, અમને તે ઓળખાવીએ ૯૫

હે બારોટ સોળશેં સાહેલીઓ ત્યાં તો એક રૂપ થઈ રહી છે તેમાં શાવળીંગા કેઇ તેમને ઓળખાવો. ત્યારે બારોટ કહે છે, કે હે રાજા તારા જેવો મૂર્ખ કોણુ કે પુછ્યા ગાછ્યા વગર ઘોડો છુટોમુકીનાકો તે મારા ઘોડાની સાથે લડયો ને દોરડાં તોડી નાંખ્યં આવો તું બાઘા ચકુવા જેવો કેમ થઈ ગયો છે ને તે તારી હિંમત કરશે કે રાજા મૂર્ખ જેવો છે માટે જરા શાણુપત આણીને તેની પાસે જા સદેવંત કહે ભાઇ એનું રૂપ જોઇ ગાંડો થઈ ગયોછુ તેથી મને કાંઇ સુજતું નથી બારોટ કહે તું તારો ઘોડો બાંધી ધીરજ રાખીને જા હું તને એંધાણી બતાવુંછુ તે સાંભળ.

**દોહરો**—ઘુઘરીઆળો જેનો ગોફણોને, વળી સાળુડે કસબી કોર; કંઠે એક લાલમણી ઝળકેને, એના હૈડામાં ટોકે જોને મોર

**ચોપાઈ**—હૈડામાં ટોકે જોને મોર, હાલેરે જેમ હાથની; સાવ ળીંગા સમતોલ, ન આવે દુજી સાથની ૯૭ સૌની આંખ્યે અંજનને મેશ, એની ઓંખ વણ શરમે ભરી; સૌને શોભિના શણગારાં એને એક ટીલડી ૯૮

હે સદેવંત એની આંખતો વણસરમે અંજાએલીછે ને બીજી આને અંજન આંજવું પડે છે ને કપાળે ટીલડી ચોડેલી છે તે બીજી ઓના શોળ શણગારની બરોબર છે. એવું એનું રૂપ છે ને એંધાણી લેઇ સદેવંત ધસ્યો ધસ્યો નવડેરીએ જઈ જ્યાં સોળસેં સાહેલીઓ ગાતી હતી તેની વચ્ચે જઇને ઉભો એટલે સઘળી સાહેલીઓ શરમાઈ આધુ ઓઢીએકઠી થઈ ગઈ. અને શાવળીંગા ગાતી હતી, તે પોતે આધું ઓઢી તેના સનમુખ આવી ઉભી રહી અને કહેછે.

**ચોપાઈ**—સદેવંત કુંવરશુંજાણુ, ઉભા કેમ શેરીએ; હું નકલં-

કીનાર, નેણું કેમ ફેરીઓ ૯૯ દેખશે દુરીજન લોક, વિચારે કોઇ વાતમાં; આપણ સરખાં સરખાં હોય, જાવો સઉ સઉના સાથમાં.

હે રાજા તમે તમારા સાથમાં જાઓ ને હું મારા સાથમાં જાઉ કોઈ આપણને દેખશે તો વાત કરશે. માટે હું નકલંકી નારછુ તેથી તમારે આવું કરવું ન ઘટે. આ કાંઇ એકાંત જગો નથી ને પ્રીત તે કાંઈ ઉઘાડી થતી હશે માટે તમે જાઓ. આવાં મોહાશના વચન સાંભળી સદેવંત મહા મોહીત થઇ ગયો ને શાવળીંગાને કહેછે.

**ચોપાઈ**—નગર ઠઠા મુલતાન, ના દેખી એસી કાંમની; ગલે મોતીઅનકો હાર, ઝબુકેછે દામની ૧૦૧ અત્તરભીનાછે કેશ, અંખીઆં દો લાલહે; જા ઘર એસી નાર, સોઇ નર ન્યાલહે. ૧૦૨

હે શાવળીંગા તારા જેવી રૂપવંત સ્ત્રી જેને મળી હશે, તે પુરૂષ ન્યાહાલ છે, અને તેને ધન્યછે. શાવળીંગા સદેવંતનાં વચન સાંભળી અને તેનું રૂપ જોઇ ઘણી મોહિત થઇ ગઈછે અને સદેવંતને કહે છે.

**દોહરો**—કમર કટારી રાજા વાંકડીને, વળી તને સોઇએશીરોઈ તલવાર; જા ઘર એસા સાજનાને, વળી ધન ધન એ નારીનો અવતાર ૧૦૩

હે રાજા તારા જેવો જે સ્ત્રીને પુરૂષ મળ્યો હશે અને તને જે નારી મળી હશે તેને ધન્ય છે. જ્યાં અરસપરસ મીઠાશનાં વચન સાંભળી સદેવંતકુંવર મહામોહીત થઇ ગયો છે ને એકદમ શાવળીંગાનો છેડો ઝાલીને ઉભો રહી કહે છે. કે મને તું તારૂં મોડું દેખાડ, ત્યારે સાવળીંગા સદેવંતને કહેછે.

**ચોપાઇ**—સદેવંત છેડો મારો મેલ, પાલવરૂડા ફાટશે; ચુકીને દેઈશું અમે ગાળ, લાખેણો રાજા લાજશે ૧૦૪

હે રાજા તમે મારો છેડો મેલો કેમકે અમે સ્ત્રી જાત તમને ગાળ દેઇશું તો, તમારી લાખની આબરૂ કોડીની થશે. તે સાંભળી સદેવંતે પાલવ મુકી કાંડુ ઝાલ્યું ને મનમાં કહ્યું કે આ કાંઇ ફાટવાનું છે. શાવળીંગા કાંડુ ઝાલેલું જોઈ કહેછે.

**ચોપાઈ**—સદેવત કાંડુ મારૂ મેલ, ચુડો મારો નાંદશે, મળશે મહાજન કેરા લોક, ધોકણે કેડો ભાગસે. ૧૦૫

હે સદેવંત મારી નાતના લોક દેખશે તો તને ને મને બન્નેને મારશે, માટે મારૂં કાંડુ મુક તે સાંભળી સદેવંત કહે છે,

**દોહરો**—સુણ સાવળીંગા સદેવંત કહેને, મેલુને મનનીરે લાજ; શીશ પડેને મારૂં ધડ લડેને, ગોરી તોએ ના મેલુ તને આજ. ૧૦૬

હે સ્ત્રી મારૂં શિશ હેઠું પડે તોએ તને મુકવાનો નથી, માટે તારો ઘુંઘટ દુર કરી તાહારૂં મોં મને દેખાડ.

**દોહરો**—ઘુંઘટ મૂખસે દૂર કરીને, તને ઘુંઘટ નહિરે સોહાય; કીયારે કૂળની છે ગોરીઆંતે વળી વદન છુપાવી ઘર જાય. ૧૦૭

હે રાણી મારાથી મોં છુપાવી શીદ જાયછે શાવળીંગા મોંતો દેખાડે પણ પેલા બાવાના જેવું થાયતો પછી તેની શીવસે થાય તેથી મોં દેખાડતી નથી. તેથી રાજાને સમજાવી કહે છે.

**દોહરો**—આરે ઘુંઘટમાં કપટ ઘણાંને, રાજા ઘુંઘટ ખોલ્યો નવ જાય જોમે ખાલું રાજા ઘુંઘટો તો, વળી મરેકે માંદોરે થાય ૧૦૮

હે સદેવંત જો તને મારૂં મ્હો બતાવું તો મરેકાંતો માંદો થાય ત્યારે સદેવંત કહે છે.

**ચોપાઇ**—મેંને ખાયા કેવલીઆ વછનાગ,ધંતુરેસેં કયું મરૂં; મેંને રમાડે કાલીનાગ, બીછુડેસે કયું ડરૂં. ૧૦૯

હે સ્ત્રી મેં કેવલીઓ વછનાગ ખાધોછે. તે ધંતુરાથી હું ડરીશ. અને વળી મે કાળીનાગ રમાડયોછે તે વીછુડાથી શું હું ડરીશ? માટે મને તારૂં મોં દેખાડચ, તે સાભળી સાવળીંગા બોલી.

**ચોપાઈ**—ઘુંઘટડે કાળોનાગ કે, વિંછીડંખ મારસેં, વાગશે નેણાં કેરાં બાંણ, તમને તે કોણ ઊગારશે ૧૧૦

હે સદેવંત ઘુંઘટો જોતાં નાગ છે તે બચકું ભરશે, મેજ્યાં મારાં નેણાનાં બાણ વાગ્યાં ત્યાં કોઈ ઉગારનાર નથી. માટે તમે, મારૂં મોં જોવું મુકી ધો. તે સાંભળી સદેવંત કુંવર કહે છે.

**દોહરો**—સાપના કાટયા સઉ મરેને, વળી વીંછુડે તનમન હોય;

નારીના મારયા નરમરે તો, તારા કૂળમાં ન જીવે બીજું કોઇ.

હે સ્ત્રી તું કહે છે કે મારી આંખ્યો જોઇને મરી જશે તો, તારા કૂળમાં કોઇ જીવે નહિ, કેમકે તારી આંખ્યો રોજ જોતાં હશે માટે હે સ્ત્રી હવે રકઝક કરવી મૂકી દઇ તારૂં સુંદર મૂખાર્બિંદ મને દર્શાવ કે જેથી મારા તપી ગયેલા આત્માને હું ઠંડો પાડું. એમ કહી રાજા કહે છે.

દોહરો—મૂખથી પાલવ દૂર કરોને, ગોરી મૂખ મુજનેરે બતલાવ; રાજાને તો જરા સ્નેહ લાગ્યો ને, ગોરી નેણરેનેણ મીલાવ.

હે સ્ત્રી મને સ્નેહ થયોછે માટે મારા નેણની સાથે તારાં નેણ મિલાવ. પછી શાંવળીંગા સદેવંતનો ઘણો આગ્રહ અને ઘણો (મદન) કામનો આતુર થએલો જોઇ વિચાર્યુંકે, મોં જોયા વિના મૂકનાર તો નથી. માટે તેને સમસ્યા કહી સમજાવું એમ કહી કહેછે.

ચોપાઈ—દશે આંગળીએ વેઢ, અંગુઠે જાણે આરશી; કશા જાને દૂરીજન લોક, દોતુકી પારશી ૧૧૩ નિશાળે આવજો રાજ, ચિત મનરૂદે ધરો; ત્યાં મળશે એકાંત, વાલેશરી વાતો કરો. ૧૧૪

હે રાજા હુંનિશાળે જાઉંછું ત્યાં ભણવા આવજો, એટલે આપણે ત્યાં એકાંતે વાતો કરીશું સદેવંત કહે હું તો ભણી ગણી નિશાળેથી ઉઠયો છું તે હવે ફરીને કેમ અવાય. અને હવે મારા પીતા મને રાજ્યાભિષેક કરી ગાદીએ બેસાડનારા છે. શાવળીંગા એ કહ્યું ગમે તેમ કરીને આવજો. ત્યારે સદેવંત કહે, એતો ખરૂં પણ હાલ મને તારૂં મૂખાબિંદ બતાવ, નહિંતો મને અંન પાણી ભાવનાર નથી અને રાત દિવસ હું તારા પછાડી ઝુરી ઝુરીને મરીશ. તેવું સાંભળી શાવળીંગા કહે છે કે મહારાજ એમ હોય તો લ્યો તમને મ્હો બતાવું. એમ કહી સદેવંતને કહેછે.

સોહલો—ચાર ડગલા મને કેડેદિયે, પછીથી નેણાનો રસ લીયે; ત્યારે વગોવાસ્યો મુજને આપ, ને થઇ રહેજો મોટાંને માપ. ૧૧૫

હે રાજા મને ચાર ડગલાં આઘો જવાદો પછી તમને મોં બતલાવું. પણ તમે મને ફજેત નકરશો એમ કહી સદેવંતથી ચાર ડગલ

આઘી જઇ મૂખ ઉપરથી પાલવનો છેડો ખશેડયો ને જ્યાં રાજા સામુ જુવેછે એટલે જેમ આકાશમાંથી એકદમ ઝળાળ કરતી વિજળી નિકળે અને એકાએક કોઇના જોવામાં આવે અને અંજાઈ જાય, તેવીજ રીતે રાજા અંજાઇ મૂર્છા ખાઈ પૃથ્વિ ઉપર પડયો અને શાવળીંગા દશ ડગલાં ગઈ એટલે રાજા આંખ ઉઘાડીને જુવેછે તો શાવળીંગા જતી દીઠી એટલે મનમાં ઘણો ઝુરવા લાગ્યો ને કહ્યું કે, હવે મને એ ક્યાં મળશે ને એનો મેળાપ ક્યાં થશે. જો નિશાળે બેસવાનું મારા બાપને કહુંતો હમણાં-તો તેમણે મને ભણાવીને નિશાળેથી ઉઠાડયો છે ને ગાદીએ બેસાડવાની તૈયારી કરીછે તે હવે પાછો નિશાળે કેમ મૂકે એવી સોચનામાં સદેવંત કુંવર ગાંડા જેવો થઇ ગયોછે. અને મુખથી શાવળીંગા, શાવળીંગા, કહેતો જાય છે.

**સોહલો**—શેરીએ શેરીએ સાદજ કરે, દીલતો દીવાનું રાજાનું ફરે; વેણ કામણ કરી ગઇવેર, ને નિશ્ચે મરવું મારે ખાઇને ઝેર૦

રાજા પોતે વિચાર કરતાં કરતાં રસ્તે ચાલ્યા જાયછે એટલે બીજે દિવસે પોતાનો ઘાંયજો મેહેતાની હજામત કરવા જાયછે તે મળ્યો ત્યારે રાજાએ ઘાંયજાને પુછયું અલ્યા વાલીઆ તું કયાં જાયછે, ત્યારે વાલીએ કહ્યું કે હું ગોરની હજામત કરવા નિશાળે જાઉછું. સદેવંત, કુંવર નિશાળની વાત સાંભળી ખુશી થયા, અને વાલીઆને કહ્યું કે ભાઇ તું હજામત કરતાં પહેલાં નિશાળમાં જઇ શાવળીંગાની ખબર મને કહેકે તે શું કરેછે એમ કહીને ઘેર ચાલતા થયા ઘેર આવ્યા એટલે પોતાની રાણી પાટમદે બે દિવસથી રાજા ઘેર નહિ આવેલા તેથી ઉદાસ થઈ નિંદ્રા, અહારતજી બેઠેલી છે, એવામાં સદેવંત ને આવતા જોયા અને ઘરમાં આવ્યા એટલે કહે છે.

**ચોપાઈ**—વેરી જાગ્યા વિદેશ, સજન જાગ્યા શેહેરમાં; રાજાજી તમારો જીવ, ફરે છે આજ લહેરમાં ૧૧૭ મુખ શું રે મીઠા બોલ કેમ નથી બોલતા; શાને કાજે મારાસ્યામ, ફરોછો તમે ડોલતા.

હે રાજાજી તમારો જીવ ઉદાશ કેમ છે, અને તમે શા કારણથી ડોલતા ફરોછો પણ રાજા કાંઈ ઉત્તર આપતા નથી, અને એકકોરે

ચુપ રહી બેશી રહ્યા છે. હવે પેલો વાલીઓ ધાંયજો મહેતાની નિશાળમાં ગયો ને ત્યાં મહેતા હુંઘી ગયાછે ને એક કોરે નિશાળીઆ ભણેછે, ને એક કોરે છોકરીઓ પડદે રહી ભણે છે, તેથી શાવળીંગા જોવામાં આવતી નથી, એટલે ટાબોટા પાડી નિશાળમાં વાલીઓ ગાવા મંડી ગયો. "સદેવંત નામ મારા વાલાજીરે, તેનું છે કામ મારા વાલાજીરે" એવી રીતે કુદતો જાયને ગાતો જાય. શાવળીંગાએ સાંભળ્યું એટલે વાલીઆને પાસે બોલાવી પડદામાં રહી છે અલ્યા વાલીઆ શદેવંતની શી ખબરછે ત્યારે વાલીઓ બોલ્યો કે બાઈ તમારી ચિંતામાં મરેછે, ને ઘેલો ઘેલો ફરેછે, હું તો ગોરની હજામત સારૂ આવ્યો પણ ગોર ઊંઘેછે માટે પાછો જાઉંછું. શાવળીંગા કહે ત્યારે તું જરા મારા નખ લેતોજા. એમ કહી પડદામાંથી પોતાનાબે હાથ બહાર કહાડેછે. એટલામાં તો વાલીઆની આંખે અંધારાં આવ્યાં ને ચકરી ખાઇ ભોંય ઉપર પડયો ને સુધિ આવી એટલે ઉઠીને શાવળીંગાની આંગળીઓના નખ ઉતારી લીધા. અને હાથેલીમાં નખ લેઇ રાજા પાસે આવ્યો, તે વખત પાટમદેને રાજા બન્ને બેઠાં હતાં ત્યાં વાલીઓ આવ્યો એટલે પાટમદે પડદામાં ગયાં. પછી વાલીઓ રાજા પાસે આવીને બેઠો તેને સદેવંત પુછે છે.

**સોહલો**—એટલામાં આવ્યો વાલીઓ રાત, કુંવર પુછે છે તેને વાત;સુતાંરે સુખ નથી બેઠાંનથી સખ,વાલીએ દેખાડયા જુવોનેરેનખ

વાલીઆએ હાથેલી ઉઘાડીને રાજાને નખ દેખાડયા એટલે રાજા મોહિત થઇ વાલીઆને કહે છેકે,આ હિરાકણીઓ કયાંથી લાવ્યો. અને તેં એની કિંમત શી આપી; એવી રાજાએ નખને બદલે હિરાકણીઓ કહી હવે રાણી પાટમદે પડદામાં બેઠાં બેઠાં બધી વાત સાંભળેછે, રાજાએ પણ નખને હિરાકણીઓ કહી એટલે વાલીઓ બોલ્યો મહારાજ આ હિરાકણીઓ નથી એતો શાવળીંગાના નખ છે. રાજા કહે એના આવા રૂડા નખ! તો હવે એ મને મળેતોજ અન્ન પાણી લેવું, નહિતો મારે તેની પાછળ પ્રાણત્યાગ કરવો વા-

લીઆ તું એના નખ લાવ્યો ત્યારે એનું રૂપ કેવુંછે એમ પુછે છે.

**ચોપાઈ**—જેવી દીઠી હોય નાર, તેવી કહી બતાવજે; કુડને કપટ કાંઇ, હૈયે નવ રાખજે. ૧૨૦

તે સાંભળી વાલીઓ રાજાને કહેછે.

**સોહલો**—મેં એવી નથી દીઠી નારી, અને હું તો ફરૂં નગરી સારી; તમને કહું છું સાચી વાણુ, વણુજોએ વાગે મોહ બાણુ. ૧૨૧

**દોહરો**—કર ઝાલીને નખ કાપતાંરે, મારૂં હૈયું તે નવ રહ્યું ઠોર; જાણે ઝબુકે રાજા વિજળીને, જેમ ઇંદ્ર ઘટામાં ઘનઘોર ૧૨૨

**ચોપાઇ**—ઇંદ્ર ઘટામાં ઘનઘોર, ઝબુકે જેમ વિજળી; એક દીઠી અલબેલ, મૂખેરે અતિ ઉજળી ૧૨૩ નિશાળે દીઠી જોને નાર, એવી નથી તારા રાજ્યમાં;ઘડીએક બેઠોતો રે પાસ, મેંતો દીઠીતી લાજમાં.

રાજા હુંતો એક ઘડી તેની પાસે બેઠો હતો, પણ મેં એને તો પડદામાં દીઠી હતી. પણ એના નખ લેતાં હાથ જોયા એટલે હું તો ભોંયમાં ગોથુ ખાઈ ગયો તે બે ઘડીએ શુધિ આવી. એવું સાંભળી સદેવંત કુંવર ચિત્ત ભ્રમ થઇને ઘોડાની ઘોડાળમાં ચાલ્યા (કહેવત છેકે રાજાના કુંવર રીસાય ત્યારે ઘોડાની ઘોડાળમાં જઈ શુવે ત્યારે તેની રીસ ભાગે) રાજા ઘોડાની ઘોડાળમાં ગયા એટલે રાણી પાટમદે વાલીઆની પાસે આવી પુછેછે. હે વાલીઆ હું રાજા ને ક્યારની બોલાવતી હતી પણ મારી સાથે બોલતા નહોતાં અને તું આવ્યો એટલે તારી સાથે હશી ખુશીને વાતે વળગ્યા. તેનું કારણ શું? વાલીઓ કહે બાઇ સાહેબ મારૂ નામ નદોતો હું તમને કહું પેલી વાણીઆણુ આપણા રાજાએ રાખીછે. એ સાંભળી રાણીને પોતાના મનમાં ઘણો ક્રોધ ચડયો. ને પોતાના મનમાં નકી કર્યુંકે રાજા બે દિવસથી ઘેર નહોતા આવ્યા તે એનાજ વાસ્તે મારે અહિંયાં રહીશું કરવું છે હુંએ મારે પીયર જઈશ. એમ ધારી તે પણ રીસાયાં. હવે સદેવંત કુંવર ઘોડાની ઘોડાળમાં ટુટમુટ ખાટલી લેઇ પડ્યાછે. હવે જમવાની વખત થઈ એટલે રાજાએ કુંવરને બોલાવ્યા, પણ કુંવર કયાં હોય તે બોલે, પછી ચાકરે કહ્યું મહા

રાજ કુંવર તો ઘોડાની ઘોડાળમાં છે. પછી રાજા લાલા બારોટને લેઈ ઘોડાની ઘોડાળમાં કુંવર પાસે આવ્યા ત્યાં કુંવર પોતે સૂતા એટલે રાજાએ કહ્યું કે, તું કેમ રીસાયોછે. તને કોઇએ આંખ દેખાડી હોય તેની આંખ કઢાડું, તને કોઇએ આંગળી દેખાડી હોય તેનો હાથ કાપું, ને તને કોઇએ ગાળ દીધી હોય તો તેની જીભ ખેંચાવું મારા એઠાં તને કહેનાર કોણછે, ત્યારે સદેવંત પોતે મનમાં વિચાર કરેછે કે-

**ચોપાઈ**—સદેવંત બેઠા ત્યાંય, કે મનમાં વીચારજ ધરે, કહું જો મારી પેર, પિતા મારા શું કરે. ૧૨૫

મારા પીતાને કહુંતો ખરો. એમ ધારી પિતાને કહે છે.

**ચોપાઈ**—મારે જવુંછે જોને આજ, ભણવાને કારણે; માનોને મારા તાત, નિશાળીઆ લાવો બારણે. ૧૨૬

હે પિતા મારે ભણવાને જવું છે માટે નિશાળીઆને બોલાવો. તે સાંભળી પિતા કહેછે.

**સોહલો**—રાજા કહેછે કુંવરને વાત,રાજવળામાં બેઠા કરો તમે કાજ; વારે વારે કુંવર ભણવું ન હોય માટે મનમાં વીચારી જોય.

હે સદેવંત કુંવર, હમણાં તો તું ભણી ગણી બત્રીશ લક્ષણો થયો છે ને પાછો કહે છે કે મારે નિશાળે જવુંછે, એતે શું ? હવે તો તારે રાજકાજ કરવાની વખત છે કે રમવાની વખત છે. આવાં પિતાનાં વચન સાંભળી સદેવંત કુંવર રીસાઇ મનમાં ઉદાશ થઇ પોતે ઊઠી ડેહેલાના બારણા આગળ ઉભા રહ્યા ને પાતાને કહે છે.

**ચોપાઇ**—સદેવંત કુંવર સુજાણ, આવી ઉભા બારણે; મનમાં છે મોટી હામ, ભણવાને કારણે ૧૨૮ ગોરને તેડાવો ને આજ, પિતા માનો મારી વાતડી, નહિં તો જોજો કાલ, કરૂં હું દેહની ઘાતડી ૧૨૯

હે પિતા જો તમે ગોરને બોલાવીને, ભણવા મોકલો નહિંતો કાલે હું મારા દેહની ઘાત કરીશ આવાં વચન સાંભળી રાજા ચિંતા

વાન થઈ લાલાબારોટને કહેછે કે, આને હું શું કરૂં, આતો કહે છે મારે ભણવું છે ને મારે તો હવે એને રાજ્યાભિષેક કરી ગાદીએ બેસાડવાનો છે. બારોટ કહે હોય, ચાર જાતની હઠ કહેવાય છે. એક તો સ્ત્રીહઠ, બાળહઠ, રાજહઠ ને જોગી હઠ, એ હઠ પૂરી કરવી, નહિતો સારૂં ન નીપજે, માટે હવે તમે એ કહે તેમ કરો નહિતો તમારો છૂટકો નથી ને કદી તમે ના હા કરશો ને એ કાંઈ ઝેરબેર ખાઈ મરશે. માટે તમારે એને નિશાળે મુકવોજ પછી રાજા કુંવરને કહે છે.

**સોહલો**—રાજા કહેછે કુંવરને વાત, ના કરવી તારે દેહીની ઘાત,
માનીછે મેં બધી તારીરે વાત, નિશ્ચે ભણવાને જાઓ પરભાત. ૧૩૦

હે કુંવર તમે મરશો નહિં ને તમે સુખેથી કાલે નિશાળે જ જો, કુંવર કહે ના હાલ તમે મેહેતાને બોલાવો. પછી રાજાએ તરત મેહેતાને તેડવા મોકલ્યું. હવે રાજા પોતે કુંવરને જમાડી કરી પોતે લાલા બારોટને તેડી રાજદરબારમાં ગયા. એટલે ગોર પોતે રાજસભામાં આવ્યા રાજાએ દંડવત કરી બેસવા આસન આપ્યું ગોર કહે કેમ મહારાજ મને તેડાવ્યો હતો. રાજા કહે કુંવરને નિશાળે મૂકવોછે. માટે તમે મૂરત જુવો જો સારો દહાડો હોયતો મૂકીએ ગોરે વિચાર કર્યો કે ભણી ગણીને તો હવણાં ઉઠયો છે ને ફરી નિશાળે કેમ આવતો હશે. મને લાગે છેકે કાલે પેલો ધાંયજો આવ્યો હતો ને શાવળીંગાના નખ લઈ ગયો ને કાંઈ એમને લટાપટ થઈછે ખરી માટે જો નિશાળમાં આવે ને શાવળીંગાનો બાપ જાણે તો પછી મારે જીવવાની આશા રહે નહિ. માટે હું એવું મુહુરત આપું કે એમનો મેળાપ થાય નહિ, કેમકે શાવળીંગા ને હવે પરણવાનું છે માટે એ સાસરે જાય ત્યાર પછીસદેવતને મૂહુરત આપું તો પછી મહારે કાંઈ હરકત થાય નહિ એમ ધારી મેહેતાએ રાજાને કહ્યુંકે, મહારાજ, હમણાં પાંચસાત દિવસ બરાબર જોગ નથી, ને મૂહુરત આવતું નથી. કારણકે વચે વ્યતીપાત, વૈધરત ને પંચક બેસેછે. માટે સાત દિવસ પછી બેસારો રાજાએ

કહ્યું સારૂં ત્યારે આવશે. પછી ગોર પોતાને ઘેર ગયા હવે સદેવંત કુંવરને રીસ તો ચઢી પણ શું કરે ત્યાં સભામાં કંઇ કહેવાય નહી માટે પોતાને મેહેલે જઇ પોતાના જમાલખાં ને કમાલખાં બે સિપાઈ હતા, તેમને બોલાવી કહ્યુંકે તુમ અભી જાકે ગોરકું જલદી બોલા લાવ એમ કહેતાંજ સિપાઈ ઉઠીને મેહેતાને ઘેર ગયા તો મેહેતા નાહી જમવાની તૈયારીમાં હતા એટલામાં સિપાઈએ જઇ કહ્યું કે, કુંવર તમને બોલાવેછે માટે અભીને અભી ચલો મેહેતાએ કુંવરનું નામ સાંભળ્યું કે થરથર ધ્રુજવા લાગ્યા, ને નક્કિ કર્યું કે, હવે મોત આવ્યું. પછી ગોરને પોતાની સ્ત્રીએ કહ્યું કે હમણાં તમે ગયા હતાને પાછા કુંવરે તેડાવ્યા કેમ મેહેતા કહે એતો કુંવરનું તેડું નથી પણ જમનું તેડું આવ્યુંછે. ગોરાણી કહે એમ કેમ બોલોછો. ગોર કહે હું મુહુરત મોડું આપી આવ્યો છું તેમાં ગોરાણી કહેકે તમે જાણુતા નહિ હો તેમાં જાવને હવે તે કહે તેમ કરજો નહિતો પછી જીવતા ઘેર આવવાની આશા નથી. ગોર કહે એ વાત ખરી, પણ ત્યાં જતાં મારો પગઉપડતો નથી. તે શું કરૂં પછી ગોર જેમ તેમ કરી, લુગડાં પેહેરી કુંવરને મેહેલે આવ્યા. જ્યાં નિસરણીએ ચઢેતો એક પગથીયું ચડે ને બે ભૂલી જાય પછી જેમ તેમ કરી.ગોર ધ્રુજતા ધ્રુજતા કુંવર પાસે ગયા તો કુંવર આંખ્યો લાલચોળ કરી ક્રોધમાં બેઠાછે પછી કુંવરે ઉઠી ગોરને સોનાનો બાજોઠ આપ્યો તે ઉપર ગોર બેઠા. કુંવર કહે મહારાજ મુહુરત હમણાં નહિ હોય ગોર કહે એમછે ખરૂં પછી કુંવરે પોતાની કહેડમાં કટાર હતો તે ઝડપ ખેંચ્યો ને કહ્યુંકે કહો મૂહુરત અત્યારે છેકે નહિ? નહિતો પેટમાં મારૂછું કટાર જોઇ ગોર થર થર ધ્રુજેછે કે, આ નક્કિ મારસે. ગોર કહે એ કટાર તમે મેનમાં ઘાલો ને હું તમારા પિતાને હમણાં જઇને કહુછું એમ કહી ગોર રાજા પાસે જઈ કહે છેકે, સાહેબ, મને અફિણની લહેરમાં ખબર ન રહી તેથી હું ભૂલ્યમાં પાછલા વરસનું ટીપણું લાવ્યો હતો. પણ ઘેર જઇ તપાસ્યું તો જુનું દીઠું પછી નવા ટી

પણામાં જોયું તો આજનું ચોઘડીયું એવું તો શૂભ છેકે, ન પુછો વાત રાજા કહે એમ હોયતો વરઘોડો ચડાવી અત્યારે નિશાળગરણું કરીએ છીએ પછી ગોર પોતે નિશાળે ગયા. અને રાજાએ સદેવંત કુંવરને જામો ચીરો પેહેરાવી હાથમાં સોનાનું શ્રીફળ આપી ઘોડે બેસાડ્યા ને વરઘોડો ચડાવી ધામધુમથી નિશાળે જાયછે ચૌટામાં લોકોની ઠઠ જોવા મળીછે. નીશાળમાં રહી શાવળીંગા પણ વરઘોડો આવતો જુવેછે. ને મેહેતાને કહેછે.

**દોહરો**—હલકે મેદની જોવા મળીને, વળી જુએ નાંનેરાંરે બાળ સોના શ્રીફળ હાથે ધરીને ઠકરો ચાલ્યા આવેરે નિશાળ. ૧૩૧ ઢોલ નગારા વાગીઆંને મેહેતા સરણાઇએ પુરારે સાદ; માનો ન માનો મેહેતા તમારી નિશાળે, સદેવંત ભણવાને આવ. ૧૩૨

હે મેહેતા તમારી નિશાળે કોઈ રાજાના કુંવર જેવું ભણવા આવેછે· તેના વગર આટલી ધામ ધુમ હોય નહિ. મેહેતા કહે આવતો હશે હવે સદેવંત નિશાળે આવ્યા ત્યાં તેના બાપે મેહેતાને કહ્યું.

**દોહરો**—ગોર મારા ગોરજીને, તમને લળી લળી લાગું પાય; સદેવંત કુંવર સલક્ષણારે, તેને ભાવે તે વિદ્યા ભણાવ્ય. ૧૩૩ ,

હે ગોર હવે કુંવર ભૂલી ન જાય તેમ કરજો મેહેતા કહે સારૂં પછી સર્વે ઘેર ગયા. એટલે સદેવંત કુંવર વિચાર કરેછે કો છોકરી ઓનો પડદામાં ભણેછે, ને છોકરા નોખા ભણેછે. તેથી સાવળીંગાનો મેળાપ કેમ થશે. ને ગોર તો અહીંને અહી બેશી રહેશે એટલામં ગોર અફિણની લહેરમાં આવ્યા તેથી સદેવંતને કહે હું જરા સૂઈ રહુંછું નેતું સોટી લેઇ છોકરાને ભણાવ એમ કહી ગોર તો ઉંઘી ગયા. હવે સદેવંત પડદાની પાસે જઇ તેને ઓઠીંગુ દેઇ બેહાછે ને છોકરાને ભણાવવા માડયા સાવળીંગા સદેવંતનો શબ્દ સાંભળી પોતે પણ છોડીઓને ભણાવતી હતી તે તેજ પડદામાં આવી, નેતે વિચાર કરેછે કે હવે સદેવંતને બોલાવાય કેમ, તેથી પાટી ઉપર ઘાવ લખી પાટી પડદા તળે ખશેડી મૂકી. એટલે સદેવંત પાટી લેઇને ઘાવ વાંચે છે.

**દોહરો**—સરસતી સારદાને વિનવું ને, વળી ગણપત લાગુ

જોને પાસ; પાટીયું લખીએ પ્રીતશુને, તે તો વાંચી સંભળાવો મને રાય. ૧૩૪

તે વાંચી સદેવંત ખુશી થયો ને પોતે પણ પાછો તે પાટીમાં ધાવ લખી પડદા તળે ખસેડી મૂકી.

**દોહરો**—માતા સરસ્વતીને વેનવુંને, હું તો કથન ન જાણું કેણ; પેહેલીરે પ્રીત સદેવંત શું રે, જ્યારે મળીઆંતાં નેણેરે નેણ.

હે સાવળીંગા હું તો કાંન કે કેણ કંઈ જાણતો નથી પણ મને નવડેરીએ જે દિવસે મળી તે દિવસથી પ્રીત જાણું છું તે ધાવ વાંચી શાવળીંગા ઘણી ખુશી થઈ. હવે સદેવતે વિચાર્યું કે મેહેતા જાગશે તો દેખશે તેથી ઉભો થવા જાય છે એટલામાં શાવળીંગાએ પાટી લખી પાછી ખસેડી મુકી.

**સોહલો**—નિચે નેણે નહી મેલું કહાડી, બેસો બેસો મારી છાતી ટાઢી; જો ગોર આપણને કરશે રીશ, તો સોંપીસ પેહેલું વાઢી મારૂં શિશ. ૧૩૬

હે સદેવંત તમે કેંમ બીહો છો જો નિચે નેણે બેસસ્યો તો કહાડી નહી મુકું ને જો આપણો ગોર રીશ કરશે તો હું મારૂં શિશ તેને પેહેલું વાઢી આપીશ. આવું સાંભળી સદેવંતને હિંમત આવી તેથી પોતે પાછી પાટી લખી.

**સોહલો**—ભણતર ગણતર ન જાણું ભેદ વાંચું છું પણ નથીરે વીવેક; ગોર આપણો રીસાળવો છેહ તે રખે મને કુડુ વચનજ કેહ.

હે સાંવળીંગા તું મને પેસારે છે તો ખરી પણ ગોર રીસાળવા છે ને મને કુડુ વચન કહેશે માટે જવાદે તે સાંભળી શાવળીંગા સદેવંતને પાછી પાટી લખી આપે છે.

**સોહલો**—શાવળીંગાના અક્ષર ચાર, ગોર વખાણે વારંવાર, મનમાં ફટક લગારે ન ધરો, પાટીઓ ભરીને રાજ ઓરી ઓરી કરે.

હે રાજા તમે મનમાં લગારે ફિકર રાખશો નહી. ને પાટીઓ લખી લખીને પડદા તળે ખશેડી મૂકો. ત્યારે સદેવંત કહે પાટીએ

લખે શું વળવાનું. તું કાંઈ એવું કરકે તારોને મારો મેળાપ થાય આતો જેમ સ્વપનામાં જોઈએ ને જાગીએ એટલે કંઇ નહિં એવું છે. માટે તું આંખે આંખ મળે એવો ઉપાય કર. ત્યારે શા- વળીંગા કહે આજનો તો દહાડો ગયો પણ કાલે તમે ગોરને ચંપા બાગમાં ઉજાણી આપો ને ગોરને સીધાં લેવા મોકલો ને તમે કોઠારીને કહેજોકે ગોર સીધાં લેવા આવેતો વાર લગાડજે. પછી ગોર સીધાં લેવા જસે એટલે તમે છે તે નિશાળીઆને કહાડી મુકજો ને હું છે તે છોડીઓને કહાડી મુકીશ. એટલે આપણે એકઠાં થઈશું પછી સદેવંતે તેના કહ્યા પ્રમાણે બીજે દહાડે એવો બંદોબસ્ત કરીને નિશાળે આવ્યો. ને ગોરને કહ્યું કે આજ ચંપાબાગમાં ઉજાણી છે. માટે તમે ત્યાં જજો ગોર કહે નિશાળ મૂકીને જઈશું ? સદેવંત કહે એ વાત તો ખરી પણ ત્યાં તમારા વગર સીધાં કોઇ ને નહી આપે. માટે તમે પંડે જશો તો સીધાં મળશે. પછી ગોર સદેવંતને નિશાળ સોંપી ગયા પછી સદેવંતે છોકરાઓને નિશાળમાં થી કાઢી મૂકયા. અને શાવળીંગાએ છોડીઓને મારી કહાડી અને સદેવંત પડદા બડદા મારી તોડીને ફાડી નાખ્યા. તે જોઈ શાવળીંગા કહેછે, કે તમે આ બધા પડદા ફાડીને ઉઘાડું ફક કરી નાખ્યું અને આવામાં મેહેતા આવશે તો શો જવાબ દેઇશું, અને પેલો કાણીઓ તે ગોરને તેડવા જશે. તે હમણાં બોલાવી લાવશે. સ- દેવંત કહે જેમ થવાનું હશે તેમ થશે પછી સદેવંતને શાવળીંગા બે જણ બેઠાં વાતો કરે છે. સદેવંત શાવળીંગાને કહે છે.

**દોહરો**—નેણ પદારથ રાજા નેણાં રસ વળી, નેણે નેણુરે મીલંત અજાણ્યાશું પ્રીતડીરે, એતો પ્રથમ નેણાંરે કરંત. ૧૩૯

હે શાવળીંગા અજાણ્યા માણસથી પેહેલી પ્રીત આંખે જોયાથી થાય છે તે સાંભળી શાવળીંગા કહેછે.

**દોહરો**—નેણ પદારથ નેણુ રસને, વળી જે કરી જાણે કોય; જેવો મીઠો મેવો વેણુનોરે, વળી નેણ તે કદીએ ન હોય. ૧૪૦

હે સદેવંત કુંવર એકલી આંખ્યો તે શુ કરે પણ જો સારી

રસ ભરેલી બોલી આવડતી હોય તો તે કરે એવું નેણથી થાય નહી તે સાંભળી સદેવંત કહે છે.

**દોહરો**—ફટ નેણા ફટ પાપીઆંને, તને હજુએ ધરપત નહી નારીને મન નેડો નહીને, પછી લાલચ ત્યાં શું રહી ૧૪૧

સદેવંત કહે છે કે હે નેણ પાપી ચંડાળ તને હજુ ધરપત વળતી નથી. આને મનનો કશુંએ નથી તો તું શીદને લાલચ રાખે છે. તે સાંભળી શાવળીંગા કહે છે.

**દોહરો**—નેણ અમારાં લાલચુને, રાજા ભરીઆવે ઢળ ળી જાય; દેખી ચંગા માંડવાને, એ તો નફ્ટ ભીખારીરે થાય ૧૪૨

શાવળીંગા કહે છે હે રાજા અમે તો અમારાં નેણને ઘણાંએ વારીએ છીએ પણ રૂડા માંડવા એટલે જવાન માણસ જોઈને ભીખારી થાય છે. તે સાંભળી સદેવંત કહે છે.

**દોહરો**—અમે નેણાને વારીએને વળી રાખીએ ઠીકા જોને ઠીક, દેખી ચંગા ગોરીઆંરે, જેમ માગીન મળે જોને ભીખ ૧૪૩

હે સ્ત્રી જેમ તું વારી રાખે છે તેમ હું પણ વારી રાખુંછું. પણ સારી સ્ત્રી જોઈ ભીખ માગે ન મળે તેવી રીતે લાલચુ થાય છે. તે સાંભળી શાવળીંગા કહે છે.

**દોહરો**—કાંક નેણાંને તમે વારજો ને, રાજા હેડું રાખજોને હાથ, ચંચળ નેણાંએતો સ્વાનગતીને, રાજા નફ્ટ ભીખારીની જાત.

હે રાજા જો તમારાં નેણાં એવાં લાલચુ હોય તો હાથમાં રાખજો એમ કુતરાં અને ભીખારીની માફક કેમ ભટકે છે. તે સાંભળી રાજાને રીસ ચડી. અને કહે છે કે. તેં મને કુતરા અને ભીખારીની માફક ગણ્યો. રાજા પોતે શાવળીંગાથી રીસાઈ ઢીચણ ઉપર પાટી મુકી તેના ઉપર માથુ મકી નીચું જોઇ બેઠા તે જોઈ શાવળીંગા કહે છે.

**દોહરો**—પગ ઉપર પાટી ધરીને, રાજા ઉપર મેલ્યાં જોને શીશ, ગોર આપણો આવાશે તો, રાજા ઉલટીરે કરશે. ૧૪૫

હે સદેવંત કુંવર તમે આમ ઉંધું માથું ઘાલીને બેઠા છો ને

એવામાં ગોર આવશે તો રીસે ભરાશે. તે સાંભળી સદેવંત કહે છે,

**દોહરો**—કુળ બુડે કામની તણાંને, વળી ઉંચનીચ ઘર જોને જાય; અમે નેણાંને વારીએરે, મારી આંખો અખજ ખાય. ૧૪૬

હે શાવળીંગા તારી સોબતમાં કુળ બુડે અને તું ઊંચનીચ જોયા વગર હું તો ઘણોએ મારાં નેણાંને વારૂં છું પણ મારી આંખો અખજ ખાયછે શાવળીંગા આવી રીતે સદેવંતનાં રીશ ભરેલાં વચન સાંભળી નમી જઇને કહે છે.

**દોહરો**—રાજા તમે મને કાંક કહોને, વળી ચોર ચંચળકેછીનાળ અલબેલા મને તમે આલજોને વળી ગરવેરે ગરવે ગાળ. ૧૪૭

હે રાજા તમે આમ રીસાઇ કેમ જાઓ છો. તમે મને ગમે તેવું કહો એવું સાંભળી સદેવંત કહે છે.

**દોહરો**—શુણ શાવળીંગા સદેવંત કહેને,વળી મેલી તે મનનીરે માણ; ઝેર ખાઇને હુંએ મરત તો મારો પીતા લાજત શાલીવાણ.

હે રાંડ તારા મનમાંતો કશુંએ નથી ને હું તારા વાસ્તે ઝેર ખાઇને મરત તો મારો પીતા લાજત કે નહીં તે સાંભળી શાવળીંગા કહેછે.

**દોહરો**—નારીને માટે કીયા નરમુઆને, રાજા તમે કરો છોરે પહેલ, પ્રીતો કરીને પાછા ખસેરે, એતો ખેલાડુના જોને ખેલ ૧૪૯

**ચોપાઈ**—ખેલાડુના ખેલ નેણા રસ વેરતા, મુખસે મીઠા બોલ રહેજો તમે બોલતા ૧૫૦

હે રાજા તમે કહો કે હું તારે સારૂ મરતો હતો પણ નારીને સારૂ એવા કેટલા નર મુવા છે,તે મને બતલાવો. નહીતો તમે મરી રસ્તો કાઢવાના હતા કેશું ? પણ જે પ્રીત કરીને પાછું હઠે એ માણસ ન જાણવું. માટે રાજા તમે મારી સાથે હશી ખુશીને બોલો તે સાંભ સદેવંત કહે છે.

**ચોપાઈ**—પદમણી તારાં વેણુ, રૂદેમાં પરવરે; બાણા વળીના છુટ્યા બાણ, તેતો પાછાં કેમ ફરે. ૧૫૧

હે શાવળીંગા તારાંજે વેણ તે મારા રૂદયમાં સુંસરા ચાલ્યાં જાયછે, પણ તું ન જાણીશ કે રાજા મુકે. જેમ બાણાવળીનું બાણ છુટ્યું

તે પાછું ન ફરે તેમ તને પણ છોડનાર નથી. તે સાંભળી શાવળીંગા ખુશી થઈ કહે છે.

**દોહરો**—પ્રીત અગોચર કીજીએરે, રાજા મારૂ કહ્યુંરે તુંતો માન; કોઈને નવ સંભળાવીએરે, તેતો એકથી બીજેરે કાન. ૧૫૨

રાજા પ્રીત કરવી તો છાની કરવી પણ એકથી બીજે કાન જાય એમ કરવી નહીં ત્યારે રાજા કહે મેં કોને કોને સંભળાવી તે બતાવ ત્યારે શાવળીંગા કહે છે કે જુવો પેહેલ પ્રથમ તો લાલા બારોટે જાણી પછી ગાંજા વાલીઆએ ને વળી ત્રીજી પાટમદે રાણીએ ને થોડી ઘણી મહેતાપણ જાણે છે એટલા જણને તો તમે જણાવ્યું છે ને તમે કહો છો જે કોણ જાણે છે. માટે કાંઈ સમજણ રાખો. પછી રાજા જેવા ઉભા થાય છે કે સ્ત્રી મહાકામાતુર થઈ સદેવંતની ધોતીની પાટલી ઝાલીને ખેંચે છે કે હવે કયાં જાવછો એટલે સદેવંત થરથર ધ્રુજવા લાગ્યો કારણ કે, એને કોઈ દીવસ કોઈની સાથે પ્રીત કરેલી નહીં. ને આ પહેલ વહેલી થઇ તેથી દેહેસત લાગી. હવે મહેતાને પેલા કોઠારી સીધુ આપતા નથી ને એકથી બીજે ઠેકાણે મોકલે છે એવામાં પેલો કાણીઓ ભોગીઓ હતો તે ખોળતો ખોળતો ગોરને સોધી કહાડયા ને કહ્યું કે મહારાજ સદેવંતે તો અમને મારીને કહાડી મુકયા ને મારીને પડદા બડદા ફાડી નાંખ્યાછે. એવું સાંભળી ગોર ત્યાંથી ધસ્યા ધસ્યા નીશાળે આવ્યા તે સદેવંતને શાવળીંગા ઝાલી રહી છે તે જોઇને કહેછે.

**દોહરો**—ગ્રહ્યા કામને છેડલાને, રાજા થરથર થરથર થાય; એને સમે ગોર આવીઆરે એતો તંબુ તણીરે માંય. ૧૫૩

**ચોપાઈ**—તંબુતણીરે માંય, સદેવંત શું કરે; લોકડીઆની લાજ, હૈયામાં નવ ધરે ૧૫૪

ગોર ત્યાં આવી સદેવંતને કહે છે. કે તું કોઇની લાજ રાખતો નથી. મારીને મારા પડદા બડદા ફાડી નાંખ્યા. છોકરાને મારીને કહાડી મુકયા માટે હું તો કાલે જઈ તમારા પોતાને કહીશ મારે હવે નિશાળ ભણાવવી નથી. હું છે તે મારી વાડીનો દાણો આ-

વે છે તે ખાઈને બેશી રહીશ આવો ધમકીનો અવાજ સાંભળી સદેવંત કુંવર સરમાઈને નિચું જોઈ નિશાળની બહાર ચાલી નિકળ્યા પછી ગોર શાવળીંગાને કહે છે તેં આ નુકશાન કર્યું. તે સાંભળી ગોરને સાવળીંગા કહે છે.

**દોહરો**—ઘરરે ધુમ્યાંને છાપરાં હાલીયાંરે, વળી નળીયાં તે ખડ ખડ થાય; વાને વંટોળીયો આવીયો તે ગોર પડદા ઉડી ઉડી જાય. ૧૫૫

હે ગોર વાને વંટોળીયો ચડયો તે મારીને છાપરાનાં નેવાં ખડ ખડવા લાગ્યાં ને પડદા છુટીને એની મેળે ઉડી ગયા.

**ચોપાઈ**—શીખુ દીયોને ગોર, ઘર દિશાએ ચાલીયે; રૂડાં વધામણાં કોય, પિતાજીને આલીયે. ૧૫૬ એમ કહીને નાર, ઘર ભણી ચાલીયાં; મળીયા સદેવંત રાય, મુખેમુખ ભાળીયાં. ૧૫૭

રજા લેઈ શાવળીંગા બહાર નિકળી એટલે સદેવંતને કહે છે કે જુઓ આખો દિવસ આપણો અકારત ગયો ને ગોરે જાણ્યું. ત્યારે સદેવંત કહે છે કે મારાથી તો કાલે નિશાળે નહિ અવાય. આપણું કામ પેલા કાણીયાએ બગાડયું. હવે કેમ કરીશું ? ત્યારે શાવળીંગા કહે કે ગોરે ડાંગર વાવીછે. માટે બધાય છોકરાને અને છોકરીઓને એક એક દિવસ રોવા મોકલે છે. પણ તમે એ નથી ગયા અને હુએ નથી ગઈ. માટે જઈને કહો કે કાલે તમારી વાડીએ અમે હુડા રોવા જઈશું. ને હું છે તે ભાત આપવા આવીશ. તે સાંભળી સદેવંત પાછો ગોર પાસે આવ્યો. ને કહ્યું કે તમારી વાડીયે જવાનો વારો અમને નહિં આપો બધાંને આપોછોને ? ત્યારે ગોર કહે તમે રાજા છો. સદેવંત કહે ઘેર રાજા પણ તમારે અહિંયાં તો નિશાળીયા. ત્યારે ગોર કહે કાલે તમે જજો. સદેવંત કહે મારો ભાત આપવાને શાવળીંગાને મોકલજો. ગોર પોતે કહે બાઈ આવશે તો મોકલીશ. પછી સદેવંત ત્યાંથી ઘેર ગયો અને ગોર પોતાને ઘેર ગયા. પણ ખાવું પીવું સુઝતું નથી. ને ઉદાશ થઈને બેઠા છે. ત્યારે ગોરાણીએ કહ્યું કે તમે આજ ઉદાશ કેમ છો ? ગોર કહે રાજાનો કુંવર વાડીમે જવાનોછે, ને તેને ભાત આપવા શાવળીંગાને મોક

જવાની છે ને જો એ ન જાય તો પછી જીવવાનું ઠેકાણું નથી ગો-રાણી કહે એમાં તે શું છે. મારી પાસે મોકલજો એટલે હું એ વાતો કહી સમજાવીને મોકલીશ. પછી બીજે દિવસે સદેવંતે પાટમદેહના પલંગ ઉપર પાથરવાનો રત્નજડીત ઓછાડ હતો તે ત્યાં પાથરવાને કાજે છાનો માનો લેઈ બચકીમાં બાંધ્યો તે પાટમદે એ દીઠો એટલે સદેવંતને કહે છે.

ચોપાઇ—દીવશ ચડયો પોહોર, બચકા ક્યાં બાંધીયા; પાટમદેના ઓછાડ, તે કોને કાજે ચોરીઆ, એવી વરણાગી આજ, કોંને તમે દેખાડશો; સાચું કહોને મારા શ્યામ પાછા ક્યારે ઘેર આવશો. ૧૫૯

પાટમદે કહેછે કે મહારાજ, આવરણાગી આજ તમે કોંને દેખાડશો ને તમે ઘેર ક્યારે આવશો પણ રાજા કંઇ ઉત્તર આપતા નથી ને બોલ્યા ચાલ્યા વગર ગોરની વાડીયે ગયા, અને એક ચંપાના વૃક્ષ નિચે રત્નજડીત ઓછાડ પાથરીને સુતા પણ ભોયમાં કાંકરા હતા તેથી ખુંચવા લાગ્યા. ત્યારે વિચાર કર્યો કે અહીયાતે શું લાવીને પાથરૂં આ મેહેતાની ડાંગર છે. પછી પોતાની તરવાર ખેંચી કાચીને કાચી ડાંગર વાઢી નાખી અને તેનો ચોતરો કરી તે પર ઓછાડ પાથરીને સુતા ને શાવળીંગાની વાટ જુવેછે; વૃક્ષ ઉપર તમામ પક્ષીયો પોતે આમ, જામ, સીતાફળ, લીંબુ, નારંગી બોર, ખજુર, દ્રાક્ષ, પપનસ સરવે ફળ ફળાદી ખાઈ કાચી હેઠે નાખે છે. ને કોઇ ઉરાડતું નથી. શાવળીંગા નિશાળે ગઇ અટલે ગોરે કહ્યું કે શાવળીંગા તને ગોરાણી બોલાવેછે, શાવળીંગા કહેશું કામછે. ગોર કહે કંઈ કામ હશે. શાવળીંગાએ કહ્યું કે હુંતો કાંઈ જતી નથી. પછી ગોરે ઘણું કરી તેને ગોરાણી પાસે મોકલી પછી શાવળીંગા ગોરાણીનેં કહે છેકે મારૂં શું કામછે. ત્યારે ગોરાણીએ કહ્યુંકે આજ રાજાના કુંવર સદેવંત વાડીએ ગયાછે અને તું કોઈ દિવસ વાડીયે ગઇ નથી. તેથી આજ ભાત લેઇને જા. શાવળીંગા કહે મેંતો વાડી નથી દીઠીને હુંતો કાંઇ જતી નથી. ગોરાણી કહે ગરજ હોયતો પુછતા પુછતાં લંકાંમાં જઇએ, અનેં વાર લાગશે તો પછી ખાશે નહિ

માટે જાવ. શાવળીંગાના મનમાં જવાનું તો હતું ને ગોરાણીએ ઘણું કહ્યું ત્યારે કહે લાવો જઈએ પછી ગોરાણીએ બે લાડવા હતા તે રૂમાલમાં વિંટીં આપ્યા. તે લેઈ શાવળીંગા ચાલી. ને રસ્તે જતાં વિચાર કરેછે કે મારા રાજા આ લાડવા ખાય એમને વાસ્તે તો બત્રીસ ભાતની રસોઈ અને તેત્રીસ ભાતનાં શાક કરી સોનાના થાળ માં મૂકી રૂપાની ઝારીમાં ચોખું નીર ભરી સોળેશણગાર પેહેરી જઇને જમાડીશ. એમ કહી એક કુતરો આવ્યો તેનેં પેલા લાડવા ખવરાવી દીધા. અને પોતે ત્યાંહાંથી પોતાના રંગ મેહેલમાં એકાંત વાસ ઉપર આવી અને રસોઇ કરવા સારૂ નાહિ ધોઈ તૈયાર થઈ તેવામા તેની દાસી બાનડી દરબારમાં કાંમ કરતી હતી તેનેં બોલાવીને કહ્યું, અલી તું શું કરે છે. બાનડી કહે બાઈ દરબારનાં કામજ તો. ત્યારે સાવળીંગા કહે તે કામ પડતું મૂકી અહી બેશ અને કોઈને ઉપર આવવા દેઇશ નહિ, કેમકે મારે ભોજાઈની એક બીહીક છે, માટે તું અહીંને અહીં રહેજે એમ કહી શાવળીંગા રસોઈ કરવા બેઠી પોતે નાના પ્રકારના પકવાન બનાવ્યાં. શીરો લાવશી દુધપાક, આરીયાં, ગલકાં, કોહોળું, ગવાર, મગ, ચોળાની ફળીઓ, સુરણ, રતાળુ, ડોડી, વંતાક, વીગેરેનાં શાક વઘારયાં અને નાના પ્રકારનાં ભજીયાં, કેળા, અળવી, આદાઈત્યાદીનાં બનાવ્યા અને ઘણી સુંદર રસોઇ મરી મીઠું મશાલો નાંખીને તૈયાર કરી. હવે પોતે સણગાર સજવાની તૈયારી કરેછે હવે પેલી દાસી હતી તેને એક રાવતની શાથે માયા કરી હતી તે ચાર દિવસથી તેની પાસે ગઈ નહોતી તેથી હમણા મારી બાઈ કામમાંછે માટે જઈ આવું એમ ધારી તેની પાસે ગઈ ત્યાં પેલો રાવત ચાર દિવસથી ગઈ નહોતી તેથી ક્રોધ કરી તેને પાંચ સાત ચાબખા લગાવી દીધા ને કહ્યુ કે રાંડ ચાર દિવસથી કયાહાં ગઇ હતી. દાસી કહે મહારાજ કામમાં ભરાઈ હતી. ને રીસાઇને બેઠો. દાસી પણ રીસાઇ એક કોરે બેઠી હવે રાવત મનાય ત્યારે શાવળીંગા પાસે દાશીથી જવાય અને શાવળીંગા રસોઇ કરી રહી અને શણગાર સજવાછે તેથી

દાસીને ઘાંટા કાહાડેછે પણ ત્યાં કોણ હોયતે બોલે પછી પોતાને હાથે મજુસ ઉગાડી શણગાર સજવા માંડયા ને મનમાં દાસીને ગાળો ભાંડેછે અને તમામ રસોઇ સોના થાળમાં ભરી ઉપર રૂમાલ ઢાંકી કોરે મૂકી છાંડયોછે. અને પોતે સોળે સણગાર અંગે સજેછે એવામાં ચુલામાં એક લાકડાનો સળગતો કડકો રહી ગયોછે. તેની ધૂણી મેહેલના ઉપર નિકળી તેતેની ભોજાઇ ચોકમાં બેઠી હતી તેણે દીઠી. એટલે તે રંગમેહેલમાં આવી અને સાવળીંગાને શણગાર સજતી દીઠી તે જોઈ કહે છે.

**ચોપાઇ**—શેઠ મોટા શાહુકાર પીયા ઘેર પીયારે, નર વિનાની નાર, તું એવડો બનાવ કેમ કરે. ૧૬૦ દેખશે દુરીજન લોક વિચારે કોઈ વાતમાં, આપડે ઉત્તમ જાત, હળવારે પડીએ નાતમાં. ૧૬૧

હે બાઇ આપણે મોટાનાં છોરૂ થઇને હાવાં તોફાન નકરીયે. સાવળીંગાએ ભોજાઈને જોઈ અને તેના વચન સાંભળી મહા કોપાયમાન થઇને મનમાં કહેછે કે રાંડ દાસી કયાં જતી રહી એટલે એ ઉપર આવી. હવે સાંવળીંગા પોતાની ભોજાઇને કહેછે.

**ચોપાઈ**—મેં માનીતી કાઇ, સદાસીવની માનતા; સજુછું શોળ શણગાર, અંગપર શોભતા. ૧૬૨ પરથમ પુછું જઈ, અમારી માતને; પછી કહી દેઈશું, અમારા ભ્રાંતને. ૧૬૩

હે રાંડ હું મારી માને કહીને પેહેરૂછું. હવે જો વધારે કહીશ તો તારા માટીને કહીશ. તે સાંભળી ભોજાઈ કહે નક્કિ એના ભાઈને કહી માર ખવરાવશેમાટે શાવળીંગાને સારૂલગાડવા સમજાવીનેકહેછે.

**ચોપાઈ**—બાઈ મેં હસીને કીધા ખ્યાલ, એના ન આણો એરતા; તમે સજો સોળ શણગાર, પેહેરો અંગપર શોભતા. ૧૬૪

હે બાઇ હુંતો હસતાં કહેતી હતી. એટલામાં તમે આટલી બધી રીશ શું કરવા કરોછો. તેમ તેમ શાવળીંગા તેના ઉપર બહુ રીસે બળીને કહેછે. ત્યારે ભોજાઇ કહેછેકે હું જ્યારે નમુછું ત્યારે ઊંચે જઈ બેસેછેએના ભાઇને કહીશું કરશે એમ કહી ભોજાઇ કહેછે.

**ચોપાઈ**—કહ્યા માટે શુંય, કહેશો તમારા ભ્રાંતને, પુજવાનાં ફૂળ

હોય, તેડાવો રૂડા સાથને. ૧૬૫

હે બાઈ માનતા માની હોયતો સાહેલીયોને તેડી, વાજતે ગાજતે જાઓને, એકલાં શું કરવા જાઓછો. એટલું કહી પોતે નીચે જઈ બેઠી. શાવળીંગાને ભાભીના વચન બાણ જેવાં વાગ્યાં. હવે ભોજાઈને અને દાસીને ગાળો ભાંડતી જાયછે. ને શણગાર પેહેરતી જાયછે.

દોહરો—કડાં સાંકળાં અણુવટ વિંછુવાને વળી ઝાંઝરનો ઝમકાર, બાજુબંધ બેરખી ચીપ સુડલોને, વળી નવસર મોતીના હાર. ૧૬૬

ચોપાઈ—હેમ જડાઉહાર, મોતી જાણે મેડીયાં, કેસર ચંદન લેલાટ, હળવે તે તાંણીયાં ૧૬૭ શિશ ભર્યોરે અનૂપ, ગજમોતન કેરી રાખડી; ઓલે ચંગા ચંગા વેણ, ફુલાં કેરી પાંખડી ૧૬૮ કાંબા ને કડલાં ચાર, વીંછવા વાજણે; ઝાંઝરનોરે ઝમકાર, ઘુઘરા ગાજણે ૧૬૯ ફરતી ઘુઘરમાળ, અંગ પર શોભતી; શોભા ઇંદ્રના છોડ, અપસરારે ઊતરી ૧૭૦ અંગે કુમકુમની લોળ, બત્રીશી જેની ઉજળી, દાડમકળીઆ દંત બની એક પુતળી ૧૭૧ નાક સુડાની ચાંચ, તેને પેહેરી વેસરી; દોયનેંણાં કેરી બીચ, ચોડીછે એક ટીલડી ૧૭૨ સજ્યા સોળશણગાર, આપરે સમારિયાં; કાજળ કાળી રેખ, આંખુમેં ડારીયાં ૧૭૩ કર્યા સરવે શણગાર, બની સુઘડ નારીયાં; હાથમાં લીધો થાળ, જળભરી ઝારીયાં. ૧૭૪ જ્યારે ઉઠીઅલબેલ, દાસીરે પધારીયાં; ભધરે દોનુંકી નજર, વારી વારી વારીયાં. ૧૭૫

હવે સાવળીંગા શણગાર સજીને મેહેલમાંથી ઉતરેછે એવામાં દાસીને આવતી જોઈ એટલે રીસ કરી થાળ હેઠે મુકીને એક સામો તકતો હતો તેમાં પોતાનું મૂખાર્વિંદ જુવે છે. અને કહેછે કે આ મારો સાળુ બહુ હલકો છે. તેથી હું બીજી મલકાપરીની જે સાડી છે તે પેહેરૂં.

દોહરો—આછા સાળું મારે ઓઢણેને હું તો પેહેરૂં ચંગારે ચંગા ચીર; જેના પાલવ રૂડા શોભતારે, એવા પેહેરૂં મલકાપરીરે મલ હીર ૧૭૬

એમ કહી હલકો સાળુ કહાડી નાખ્યો. અને ચીર કહાડી પેહેરયું

પછી હાથમાં સોટી લેઈ દાસીને કહે છે.

**દોહરો**—બુધવનાની બાંનડીને, રાંડ હૈયામાં કાંઈએ ન જાણુ; એકતો દુરીજન મારી ભાભી થઇનેતે તો હૈયામાં કરી ગઈ હાણુ.

એમ કહી દાસીને બે ત્રણુ સોટીયો જડાવી દીધી કે રાંડ તું જતી રહી અને મારી ભોજાઇ આવી મને મેંણા મારી ગઇ તે મારે સાંખવાં પડયાં ત્યારે દાસી કહે છે.

**દોહરો**—સોબતડોરે બાઇ સહુને સરખીને, વળી કોઇને રાજા કોઈનેરાંક; પદગણુંીમનમાં વીચારજોરે, બાઈ ગરીબનો કાઢો તમે વાંક.

હે બાઈ ગરીબ તાલેવર બધાયને પ્રીત સરખી હોય તમેતો મારો વાંક કાઢોછો પણુ મનમાં વિચારો. હવે શાવળીંગા મોહોલમાંથી જેમ આકાશમાંથી વિજળી ઝબકે એમ તેજ મારતી નીકળી.

**કવિત**—મંજની મૃદંગ બેઠા, કટાક્ષમાન તુજને નેને નેન મોહે અંજન બનાયકે, આભૂષણુ લીલમણી. બની ઠણી અતી પ્યારી કારી ધન સારી મતબારી લપટાયકે; આતી હુગટા જયું અંધારી કારી બીજરી ચમકે માનું અટા ચઢી આયકે; સુંદરી સુજાણુ શાવળીંગા ચલી જાય બજારમેં શણુગાર સબી લગાયકે ૧૭૯

**કવિત**—સીસ ફુલ સેરદાર, બેસરતો ફોજદાર. કરણુફુલ કારકુન કજરાતો કાજી હે નેનતો અમીર જાકે ચોધરી અધુર બેન, બાજુબંધ છડીદાર છટા છટી છાજીહે; કાનુંગે કુછ જાન કંચુકી બીરાજમાંન નેશદકી જોબનકી જમાદારી ઝાજીહે, સુંદરી સજે સણુગાર પ્રીતમકુ મીલવેકું ઝાંઝરકો કોરમાંનુ નોબત જયુ બાજી હે, અંચરેકી ઓટમાંનું કોટકીયો ઘુંઘટકો એક હીચીત અલી મોરચો હઠાયોહે, મારેતો સમસેર અતિ કટારી દીંગ અંજનકો, જીતકો નગારો અગડ બંબહી બજાયોહે; મોતીરાંમ નેંન બાંન કામકી બંદુકમાંન મનહુકી અટક ઝઘડો મચાયો હે, સેજ સુખડાં મીલે આભૂષણુ ખેતપરે આજ ગોરી ધરપરસે મરદકુ ચઢાયો હે. ૧૮૦

આવી તરેહથી તેના શણુગારની અને તેના બદનની અગણીત શોભા આપતી શાવળીંગા બજારમાં ચાલી જાયછે.

**ચોપાઈ**—નારી આઝાનેહ, બજાર મેં નીસર્યા; સારા શેહેરના લોક, દેખી દીવાના હોઈ રહ્યા. ૧૮૦ જેમ હાથમાં દીવોસાર, જો વાને નીસરી; કોરે આભે કાય, ઝબુકે છે વીજળી ૧૮૧

**સોહલો**—સુંદર બજારમેં ચાલી જાય, લોક કહે રૂપાવતી વાયે વાય; છેલ જુવે તેને કેમ સુહાય, હૈયુ કુટેને કરે હાયહાય.૧૮૨

આવી તરેહથી શાવળીંગા બજારમાં ચાલી જાયછે. એવામાં એક વાણીયો ધીતાવતો હતો તે હાથમાં ચાર મણનું કુલ્લુ લઈ તાવડામાં રેડવા જતો હતો તેવામાં તેણે શાવળીંગાને જોઈ, બેભાન થઈ ભોંયમાં ધીરેડી દીધું તેવામાં એક જુવાન છેલ બ્રાહ્મણ જમવા જતો હતો. તેણે શાવળીંગાને જોઈ પેલા વાણીયાયે ધી ઢોળી નાંખ્યું તેથી વાણીયાને કહેછે.

**દોહરો**—પડ્યો બાજરુ કાજશું, ને ઝપટકુ રંગીની ખાય, ધીરે વેચંતા વાણીયારે; અત ઢોળાઇ ઢોળાઈ જાય. ૧૮૪

હે વાણીયા તે એમાં શૂ દીઠું કે તેં ધી ઢોળી નાખ્યું. ત્યારે વાણીયો બ્રાહ્મણને કહેછે.

**દોહરો**—સાચા દલથી સમરણ કરીને, વળી ચાલી જાય સુરતનુંરત નીરધાર; મેર આવેતો માગીયેરે, એવી નાની નાજુક નાર.

વાણીયો કહેછે ઓહો એના રૂપ ઉપર એક કુલ્લુ તો શું એવા પાંચ કુલ્લાં ઉતારીને ફેંકી દઊં. કોઈના સામુંતો જોતીછે નહિ, ત્યારે બ્રાહ્મણ કહેછે, તુંતો નુકશાન કરી તેના સામું જુવેછે. પણ લાવજો હું એને ઉભી રાખીને બોલાવું. એમ કહિ તે શાવળીંગાના સામો જઈ ઉભો રહ્યો પણ શાવળીંગાએ સામું ન જોયું ત્યારે બ્રાહ્મણે શાવળીંગાને એક ધાવ કહ્યો.

**દોહરો**—નારી તું કંઇ નથી જાણતીને, વળી જાણેરે સ્નેહ ઉડાય; આ છેલડો તને સામોમળ્યોને, તું રસની ભીનીરેકેમજાય. ૧૮૬

તે સાંભળી શાવળીંગાને ઘણી રીસ ચઢી. એટલે આંખ કાતરી બ્રાહ્મણના સામું જોયું એટલામાં બ્રાહ્મણને ચક્ર આવ્યાં. તેથી મુર્છા ખાઈ એક કીચડનો ખાળ હતો તેમાં પડ્યો અને આંખો તરી ગઈ.

ચોપાઇ—સજ્યા સોળ શણગાર, પીયા કેરી જાળમાં; સાધ્યાં નેણું કેરાં બાણ, બ્રાહ્મણુ પડયો ખાળમાં. ૧૮૭

હવે પેલો વાણીઓ બ્રાહ્મણને ખાળમાં પડેલો જોઈ કહેછેકે ભઈ પાસે જઈને કેવો લાભ કમાયો. અમે વેગળા રહ્યા ને નુકશાન તો થયું પણ આબરૂ ભેરતો છીએ તમારી પેઠે આવી રીતે બેઆબરૂતો નથી થયા હવે સાવળીંગા ઉભી બજારમા ચાલી નીકળી અને તેનું રૂપ મહા તેજસ્વી જેવી આકાશની વીજળી; પુનમનો ચંદ્ર અને હોળીની ઝાળની માફક પ્રકાશ પામી રહ્યું છે. અને જે જુવે છે તે મોહીત થાયછે. એક સોનીની દુકાન હતી તેમાં તે ઘાટ ઘડતો હતો તે એને જોઇ પોતાનો હથોડો માથામાં મારવા લાગ્યો એવું ભાન જતું રહ્યું અને એક લવાર ઘણ લઇ એરણ ઉપર મારતો હતો તે પોતાના પગ ઉપર મારવા લાગ્યો અને ચોરામા જે ચારણ ભાટ બેઠેલા તે અને દુકાનોમાં વાણીઆ તેને જોઈ મોહીત થયા.

ચોપાઈ—ચોરે મોહ્યા ચારણ ભાટ, બજારે મોહ્યાં વાણીઆ; સોનીએ ફોડ્યાં શીશ, લવારે પગ તોડીઆ. ૧૮૮

એવી રીતે શાવળીંગા કઇકને છકડો મારતી ચાલી જાયછે. એવામાં જે ખાળમાં બ્રાહ્મણ પડયો છે તેની સ્ત્રી જમવાની વખત થઈછે તેથી બ્રાહ્મણને ખોળવા નીકળી છેકે મારો પીટયો અબોટીયું લઇ કયાં ગયો હશે એવામાં એક આદમી કહેછે કે આ જાયછે એ બાયડીને જોઇ મુર્છા ખાઇ પેલા ખાળમાં પડયોછે. ત્યારે પેલી બ્રાહ્મણી રીસ ચઢાવીને સાવળીંગા સાથે લડવા લાગીકે તું મારા ધણીને મારી કયાં જાયછે ત્યારે સાવળીંગાએ રીસ ચઢાવી તેના સામું જોયું એટલે એ પણ રાભી થઈ ગઈ પછી સાવળીંગાને બ્રાહ્મણી કહેછે.

દોહરો—ચંદ્રબદન મ્રગ લોચનીને, રાંડ બળ્યો તારો જોને રંગ, તુને દેખી મારો પેઠ પડી ગયોરે રાંડ કાદવ ભરીઓરે અંગ ૧૮૯

હે રાંડ તારૂ રૂપ બળ્યું કે મારો ધણી તને જોઇ કાદવમાં પડયો

તે સાંભળી સાવળીંગા કહે છે.

**દોહરો**—મુને દેખીને તરૂવર ડગેને વળી હાથીના તુટે જોને દંત; જાવને સેયર ઘેર સાકર વેંચોને એતો જીવતો રહ્યોરે તારો કંથ.

હે રાંડ મને જોઇને હાથીના દાંત ઊખડી પડે છે પણ તારૂ નસીબ જોરાવર માટે તારો ધણી જીવતો રહ્યો. માટે ઘેર જઈ સાકર વહેંચ. એવું સાંભળી બ્રાહ્મણી ઝંખવાણી પડી ગઇ અને ત્યાંથી જઇ પોતાના ધણીને ખાળમાંથી ઉઠાડી ઘેર લેઈ ગઇ હવે સાંવળીગા બજારમાંથી ચાલી ચાલી દરવાજા આગળ આવે છે. ત્યારે તાંહા દરવાજામાં એક જવાન અને એક બરડો એવા બે સામ સામા સીપાઈ બેઠાછે ત્યારે પેલે જવાન છોકરે કહ્યું કે દેખો બડે મીઆં કયા મજેકી નાજુક નાર આતીહે ત્યારે બુઢા મીઆ બોલ્યાકે ભાઈ ચુપ રહે એતો કોઇ જીતી ચુડેલહે તું નના હોકે કયા બોલતા હે અભી બજારમેં બડા જુલમ કરકે આઈ હે. એક સોનીકા ઉસકુ દેખ કર સીસ ફુટ ગયા. લુવારકા પાંઉ તુટગયા અને એક બનીએકા સારા ઘીકા કુપા ઢોલા ગયા. એક બમન તો બીચારા બુરી તરેસેં પડાહે. ને જો તુ કુચ બોલેગા તો ફીર તેરીબી એસી હાલત હોવેગી ને મેં ભાગ જાઉંગા. છોકરો કહે કે કયા અમને કુચ ઉસકું ગાલીતો નહીં દેતે હે કે અપનકુ કુચ કરેગી અપન ઉસકી સાથ સીધી બાત કરેંગે એમ કહીછોકરો શાવળીંગાને કહે છે.

**દોહરો**—નારે મારી તુને છુરીરે કટારીને, વળી નહીં બરછીરે તલવાર; દોરે નેનુંસેં તુને મારદીયેને, વળી ઘાયલ કીનીહે બજાર૧૯૨

છોકરો કહેછે કે હે સ્ત્રી તેરી પાસ કુચ હથીઆર તો હે નહી ને તુને સારી બજારકું કતલ કરડાલી એતો બડી જુલમકી બાત તુનેકી. એ સાંભળી સાવળીંગા કહેછે.

**દોહરો**—તીલડી ચોડું તો મીઆં ત્રીસ મરેને, વળી સેંથો પુરૂ તો મરે વીસ; કાજળ આંજુ તો કેર કરૂંને, વળી નીતના મરે પાંચ પચીસ. ૧૯૨

હે મીઆં આટલા તો હું શણગાર કરતી નથી નહીં તો મને

દેખે એટલા મોંઘ પડે. એમ કહી થાળ લેઇ દરવાજા બહાર ચાલી નીકળી. એવામાં એની એક સહીપણી નદીએથી નાહી ઘેર જતી હતી તે સામી મળી ને તેને ઉતાવળી જતી જોઇને કહેછે.

**દોહરો**—કંચન થાળ જોને કર ગ્રહોને, વળી તારે હૈયે તે હરખ ન માય; પગરે પડેછે ઉતાવળોને, વળી કહોને સૈયર કયાં જાય. ૧૯૩

**ચોપાઇ**—કહોને સહીયર કયાં જાય, એકાએક નીસરી; મુજ સહીયરનો સાથ, તે તો તું કેમ વિસરી ૧૯૪ તારા દલની વાત, મારા આગળ નહીં કરે; સરવે સાહેલીઓનીઆણ, અહીંથી જો તું ડગલું ભરે ૧૯૪ હે સઇયર થાળ લેઈ તું ઉતાવળી ઉતાવળી કયાં જાય છે. તે મને કહ્યા વગર જાય તો તને આપણી બધી સહીયરોની આણછે. તે સાંભળી સાવળીંગા કહેછે.

**દોહરો**—મેં માનીતી શીવની માનતાને, વળી દીવસ ચડંતોરે જાય; જાવુંછે ગોરની વાડીએરે, મારાં ફુલડીઆંરે કરમાય. ૧૯૫

હે બેન મેં સદાશીવની માનતા માનીછે તે માટે ગોરની વાડીએ જાવુંછે તે દહાડો ચડેછે માટે મારાં ફુલ કરમાય તેથી હું ઉતાવળી જાઉંછું તે સાંભળી તેની સહીયર કહેછે.

**દોહરો**—બોલડીયું તો તારી મીઠી લાગેને, વળી વેણુનાં નથી તારાં મુલ; જાવછો ગોરની વાડીએરે, ત્યાં તો કેઈ કેઈ જાતનાં ફુલ.

હે બેહેન તું ગોરની વાડીએ જાયછે તો ત્યાં કેઇ કેઈ જાતનાં ફુલછે તે મને કહે તે સાંભળી સાવળીંગા વિચાર કરેછે કે મેં ગોરની વાડી નથી દીઠી તો એને ફુલ શી રીતે બતાવું પણ પોતે મહા ચતુર છે ને ફુલનાં નામો જાણેછે તેથી તેને કહી બતાવેછે.

**ચોપાઇ**—ચંપો મરવોને શાળ, વળી કેવડો ને મહી કેતકી; જાઇ જાવંતરીને ડોલર, ચંબેલીરે બહુ ફુલી. ૧૯૮ વરણ અઢારે ભાત, તેની જુદી જુદી જાતડી, છે એક ચંપાનો છોડ, તેમાં વળુંધી મારી વેલડી. ૧૯૯ કરમ સંજોગે ન્યાય, વળુંધીછે વેલડી; કહુંછું સાચી વાત, સાંભળ મારી સાહેલડી ૨૦૦

એમ કહી પોતાની બેનપણીને સમજાવેછે. બહેનપણી કહે બેન

તારી બોલી ઊપરથી બધી મતલબ હું સમજી ગઇ.

**સોહલો**—જેસર વીતી એસર બાર, કાંક રાખો બોલ્યાનો વિચાર; વેણે વેણે પાડોછો ભાત, પણ આપણુ ઉત્તમ મહાજન જાત.

હે બેન ગણી ગણીને બોલતો આપોછો પણ જોજો કાંઇ માંહીથી વાંકું ન થાય એમ કહી ફરીને કહેછે.

**દોહરો**—સાંભળ મારી સાહેલડીને, વળી કાંક રાખોને વિચાર; જુગતે કરીને જમાડજોને, વળી એ પળ લેજોને ઉગાર. ૨૦૨

હે બેન જુગતથી રાજાને જમાડજો ને એ પળ સાચવી લેજો. સાવળીંગા કહે તારા કરતાં મારામા અકલ ઘણીછે. એમ કહી કહેછે.

**દોહરો**—સાંભળ મારી સાહેલડીને, વળી મેં તો પુરણ કીધાં કામ; જુગતેથી રાજાને જમાડશું ને, મારી લાજ તો રાખે મારો રામ.

હે બેન લાજ તો પરમેશ્વર રાખનાર છે. એમ કહી પોતે વાડી ભણી ચાલી. અને સહીયર હતી તે શેહેરમાં ગઈ. હવે રસ્તે ચાલતાં બે રસ્તા આવ્યા એટલે ખચકાઇને ઉભી રહી તેવામાં એક ગોવાળીઓ આવ્યો તેને પુછેછે.

**દોહરો**—સોના ઉઢાણી શીરપર ધરીને, વળી માથે તે મેલ્યો જોને ભાત; ભાઈ ગોવાળીયા વિરા વેનવુંને, ગોરની કેઇરે વાડીને કેઈ વાટ

હે ભાઇ મારે ગોરની વાડીએ જવુંછે તેનો રસ્તો કીયો. ત્યારે ગોવાળીયો બોલ્યો.

**દોહરો**—ઊંચા તો આંબા જોને આંબલીને, વળી નીચેછે દાડમ અને દ્રાક્ષ ઉપર સુડા જોને સાટવેરે, તારી એરે વાડીને એ વાટ.

હે બેન આ આંબા અને આંબલીઓ દેખાયછે અને ઉપર સુડા કલોલ કરેછે. કોઇ ઊરાડતું નથી ને રાજા નીરાંતે બેઠાછે એ તમારી વાડી. એ સાંભળી સાવળીંગા પોતે હરખમાં ચાલી જાયછે. અને ત્યાં પવનના ઝપાટાથી માથા ઉપરનું ચીર ખસીને અંબોડે આવી રહ્યુંછે. અને મુખાર્બીંદ ઉગાડુ તેજ મારી રહ્યુંછે અને ચોટલાની વેણુને પટીયાં કાળા ભમરાનીમાફક ઝળકી રહ્યાંછે. અને પોતે મહા મદમા હરખાતી હંસની માફક કુદતી ચાલી જાયછે. એવામાં એને

વેગળેથી સદેવંતે આવતી જોઇ મનમાં મહા ખુશી થયો તે કહેછે.

ચોપાઈ—છુટે પટે જોને નાર, એમનાં એમ આવજો; સનઘટ કરી આંચ. આડી નવ લાવશો. ૨૦૬ છુટે પટે જોને નાર, લાગે બહુ સારીયાં; સાવળીંગા સમતોલ, નાવ દુજી નારીયાં ૨૦૭

એ સાંભળતાં શાવળીંગા વિચાર કરે છે કે રાજાએ મને લાજ કહાડવાનું કહ્યું તેથી પોતે ઘુંઘટો તાણી ચાલી આવી.

ચોપાઈ—અવળી શરીરે અલએલ, આપરે સમારીયાં; સનઘટ છેડા તાણુ, ઘુંઘટ લેઈ વાળીયાં ૨૦૮ માથે સોનાનો થાળ, જળ ભરી ઝારીયાં; ચંપાના થડ હેઠ, આવીને ભાત ઉતારીયાં ૨૦૯

ચંપાના થડે ભાત ઉતારી પોતે આઘી ઉભીછે રાજા તેથી મહા કોપાયમાંન થયા, કેમકે મેં કહ્યું કે તું એમને એમ છુટેપટે આવજે, ને તું તો ઘુંઘટો તાણી આવી. મને તું જમાડવા આવીછે કે રોવા. એમ કહી રીસાઇ પોતે ત્યાંથી ઊઠી આઘા ગયા. સાવળીંગાના મનમા કે રાજા પેશાબ કરવા ગયા હશે તે હમણાં આવીને હાથ પગ ધોશે. પણ રાજા તો ઘડી થઇ તોયે આવ્યા નહિં શાવળીંગાના મનમા એમ આવ્યું કે હું ભાત લેઇને મોડી આવી તેમાં રાજા રીસાયા. પણ હમણાં મનાવું છું એમ કહિ ચંપાના ઝાડને કહે છે.

દોહરો—ચંપા તુજને ભમર છડે ને, વળી મુજને છડેરે સાજનાં; હેતેને પ્રીતે અમે આવીયાંરે, કેમ રીસે ભરાયા રાજનાં.

સોહલો—રીસે ભરાણા ઓરાજનાં, ગોઠાં ગરવા મારાં સોજા સાજનાં; કહ્યું નથી વાલા તમને કેણ, દુભાણાં જેમ દુશમનનાં વેણ.

હે રાજા તમને મેં કશું કહ્યું નથી ને દુશમનનાં વેણ સાંભળી જેમ દુભાયા હો તેમ તમે રીસાઈ કેમ બેઠાછો. ને હું એક ડગલુંએ ચાલું નહીં તે તમારા જીવને ખાતર ત્રણ ગાઉ ચાલી આવી નો પગમાં તો ફોલ્લા પડી ગયાછે તોયે તમે બોલતા નથી એનું કારણ શું. રાજાને રીસ ચડી કે રાંડ મને જમવા નહિદે તેથી સુકા ટોવાને માળો હતો તેના ઉપર ચડીને બેઠા. શાવળીંગા કહે માહારાજ આમ

નાશાનાશ કેમ કરોછો આ પાણીછે તે લેઇને પગ ધુઓ અને કહો તો થાળ અહીં લાવું. રાજાને મહા રીસ ચડી તેથી એક આંબલીની સોટી લેઇને તેને ઝપાટી દીધી તે સોળ ઉઠયો અને ઝારી હતી તે માંચા ઉપરથી ઉંધા વળી. તેથી તમામ પાણી સાળુ ઉપર પડયું ને સાળુ પલળી ગયો. પછી નીચે બેસીને રોવા માંડયું ને પોતે પશ્ચાતાપ કરેછે કે મેં ઘરમાં તો કોઇનો હજુ સુધી હુંકારો ખાધો નથી ને અહીંયાં માર ખાવો પડેછે મારા કરમનો વાંકછે પણ રાજા પોતે તે રૂવેછે તોય બોલતા નથી. તેથી શાવળીંગાએ જાણ્યું કે આ બપોર તો થયા ને સાંજ પડશે માટે જઈને બોલાવું. એમ કહી રાજા પાસે ગઈ અને કહેછે.

દોહરો—તુંને વાયે ઝપેટીયોને, કેમ રાજા માળે ચઢયોરે સજ્જણ, ઝરઝર મારે માથે નીર ઝરેરે, તુંને કેમ ન આવેરે કમાણ.૨૦૨

હે રાજા તમને જરાયે દયા નથી આવતી કે તમે વામાં ગાંડા થઈ ગયા. રાજા કહે મનેતો કંઈ વાયુ થયો નથી. તને કહ્યુંતું કે આવતીતી એમને એમ છુટે પટે આવત્યારે તો ઘુંઘટો તાણીને મારા નામનો છેડો વાળી આવી એમ કહી કહેછે.

ચોપાઈ—છેલ જમાડવાને કાઇ, આવી તું તો ગોરીયાં, ક્રોધ ચકીરે કામન, પગરે ઉપાડીયાં. ૨૦૩

તું મને જમાડવા આવતી હતી કે ક્રોધ કરી મારવા આવતી હતી તે સાંભળી સાવળીંગા કહેછે હે રાજા અમ સ્ત્રીનો ધર્મછે કે લાજ મરજાદાથી આવવું પણ પવનથી મારા અંબોડાપર ચીરનો છેડો આવી ગયો તેને ખસેડતાં જરા નીચે ઉતરી ગયો તેમાં મારો વાંક શું કહાડોછો.

ચોપાઈ—લાગી પવનની આંચ, સનઘટ મારાં ઉડીયાં; આધા સાળુ કાય, અમર લેઈ ઓઢીયા. ૨૦૪

એવું સાંભળતાં રાજા મનમાં ખુશી થયા ને મનમાં કહેછે કે બાપડીને વગર વાંકે મારી પછી થાળ પાસે આવીને બેઠા એટલે સાવળીંગા કહેછે.

દોહરો—નથી નીરાંને નથી સરોવરાંને, વળી નથી કુવામાં જોને કોસ; નીર ઢોળીયાં નહી મળેને, રાજા દેશો કાંઈ અમને દોશ. ૨૦૫

સોહલો—દેશો કાં તમે અમને દોશ, અને ચઢયો તે ઉતારો રોશ; સમશા સમજીલ્યો તમે જાણી, પણ ઢોળાયાંતે ન મળે પાણી.

હે રાજા આ પાણી તમે ઢોળી નાંખ્યું તે હું ક્યાંથી લાવીશ. અહીંયાં કંઇ સરોવર કે કુવામાં કોસ નથી ને અમને દોશ દેશો. તે સાંભળી રાજા હશી પડ્યા ને સ્ત્રીને કહેછે કે જમાડશે તે પાણી નહીં પાય વાસ્તે પાણી લેઇને આવો તો જમીયે નહિ તો થાળ લેઈ પાછાં ઘેર જાઓ અહીંયાં તમારૂં શું કામ છે. શાવળીંગા કહે મહારાજ કયાંથી લાવું ત્યારે સદેવંત કહેછે.

દોહરો—હંસ કુવોને હંસ વાવટોને, વળી હંસલી તું સેંચન હાર; નીર ભરીઆવો સુંદરી તો, આપણ ભોજન જમીએ સાર.

હે સ્ત્રી આ હંસ કુવા ઉપરથી પાણી લઇ આવો ત્યારે સાવળીંગા હાથમાં રૂપાની ઝારી લેઇ કુવા ઉપર ગઇ અને પોતાનો સાળુ બાંધી ઝારી કુવામાં ફાંસી પણ કુવો ઊંડો તેથી પોંચી નહી. તેથી કુવા ઉપર ઉભી રહીછે એટલામાં વાડીની બહારની તરફ ગોવાળીયો ગાયો ચરાવેછે તેને કહ્યું ભાઈ અહીં કહીં પાણી મળશે. ગોવાળીયો કહે કુવામાં છે કે નહિં. સાવળીંગા કહે કુવામાં તો ચીર પહોંચતું નથી ત્યારે ગોવાળીયો કહે શેહેરમાં જાઓતો મળે નહિતો અહીંથી બે ગાઉ ઉપર નદી છે ત્યાંહાં જો તમે જાઓ તો મળે, શાવળીંગા વિચાર કરેછે કે શેહેરમાંથી તો મહા મુશકલાઈથી આવીછું ને વળી શીરીતે જાઉં અને પાણી વિના જમશે નહી માટે નદીયે જાઉં પછી ચીરનો કાછડો વાળી હાથમાં ઝારી લેઇ પોતે નદી ભણી ચાલી. રસ્તામાં જતાં પગમાં કાંટા વાગે અને ચીર કાંટાંમાં ભરાઈને ફાટવા લાગ્યું. અને શરીરે પરસેવો વળે છે. એવી રીતે ઉજડ વગડામાં ચાલી જાય છે. હવે નદીયે જઇને વિચાર કરેછે, કે અહીયાં કોઇ છે નહિં માટે નાહી લેઉં પછી લુગડાં ઉતારી નદીમાં ન્હાવા પડી ત્યાં નદીની તીરે એક સીંમડાનું ઝાડ ઉગ્યુ

હતું તેને કહે છે.

દોહરો—નદી કીનારે સીમલોને, ભુંડા તું કયાંના ઉગ્યો દૂર; મારૂં જોબન તહારા ફુલડાંરે, તે તો જાય છે વેહેતે પૂર. ૨૧૮

તે સાંભળી સીમલાનું ઝાડ સાવળીંગાને કહે છે.

દોહરો—હું નદી કીનારે વસું સીમલોને, વળી સોટા પાંસરો દોર; તારૂં જોબન ને મારાં ફુલડાંરે, ભુંડી જાયે વાને વંટોળ. ૨૧૯

પછી એક ચંપાનું ઝાડ હતું તે જોઈને કહેછે મારા રાજાચંપાની સુગંધ લે.છેતેમ મને પણ અહીંચંપાની સુંગધ મળી માટે એધાણી સારૂં તેનાં બેચારેક ફુલ વેણી લેઊં. એમ કહી ફુલ વેણવા લાગી હવે નદીની સામી તીરે એક કેળનું ઝાડ હતું. તે પોતે ચંપાને કહેછે, કે મારાં અમૃત જેવાં ફળ, ને મારા પત્રમાં સૌ ભોજન જમેછે તેનું તો નામ નથી લેતી અને તારી પાસે ભમરો સરખો નથી આવતો તે તારાં ફુલ આ કોમળ સ્ત્રી હરખથી વીણેછે ભાઇ તુંતો મહા નસીબવાન એમ કહી કહેછે.

દોહરો—ચંપા તુંતો સભાગીયોને, વળી સીતળ તારી જોને છાંય; સાવળીંગા વીણે તારાં ફુલડાંરે, એતો લંબીરે કરકર બાંય.

હે ચંપા તું તો સભાગી છે, કેમકે સાવળીંગા સરખી લાંબો હાથ કરી તારાં ફુલ વીણે છે. તે સાંભળી ચંપાનું ઝાડ કહેછે.

દોહરો—ચંપો કહે અમેં સેના સભાગીઆને, વળી સભાગીયા રાણીજીના હારઃ હૈયારે ઊપર જોને હીંચકેરે, તેતો દાહાડામાં સોસોરે વાર. ૨૧

હે ભાઇ હું સેનો સભાગીયો પણ સભાગીયા રાણીજીના હાર કે તે દીવસમાં સોસો વાર ડોકમાં હીંચે છે. તે સાંભળી હાર કહેછે.

દોહરો—હાર કહે અમે સેના સભાગીયાને, વળી સભાગીયા રાણીજીનાં ચીર; કેડે પડે જોને પાટલીને, વળી વેંટાઈ વળેરે શરીર. ૨૨

હે ભાઈ મને શું કહો છો પણ જેરાણીજીનાં ચીર તે તો આખો દિવસ સરીર ઉપર રહેછે. તે સાંભળી વળતી ચીર કહેછે.

દોહરો—ચીર કહે અમે શેના સભાગીયાનેં, વળી સભાગીયાં

નદીયુંનાં નીર; ચીર ઉતારી કાંઠલે મૂક્યાંને વળી નીરને સોંપ્યાંરે શરીર. ૨૨૩

હે ભાઇ જો અમે સભાગીયાંને વહાલાં હઇયે તો વળી અમને ઉતારી વેગળે મૂકે. પણ સભાગીયાં નીરકે જેને આપ્યું શરીર સોંપી દીધું છે. તે સાંભળી નીર કહેછે.

**દોહરો**—નીર કહે અમે સેનાં સભાગીયાંને, વળી ઊલટો ધુવે જોને મેલ; સભાગી સાવળીંગા સુંદરીરે, એને રૂડા મળેરે કોઇ છેલ. ૨૨૪

હે ભાઇ સાવળીંગા સભાગી કે તેને જે પરણે તે સભાગી પણ અમે શેનાં સભાગી ઊલટો અમારામાં મેલ ધુવે છે તે સાંભળી સાવળીંગા કહેછે.

**દોહરો**—સાવળીંગા કહે અમે શેના સભાગીયાંને, વળી સભાગીયાં સદેવંતરાજ; રૂઠયા રાજા માનસે તો, ભાઈ સધર્યાં અમારાંરે કાજ ૨૨૫

ભાઈ હું સેની સભાગી પણ સભાગી મારા રાજા કે આટલું કરતાં રીસાઇને બેઠાછે. જો હવે કંઈ કરતાં મનાય તો સારૂં નહિ તો મારો ફેરો અફળ થશે. એમ કહી લુગડાં પેહેરી પાણીની ઝારી ભરી પોતે વાડી ભણી જાયછે.

**દોહરો**—શાવળીંગા રૂપસ્વરૂપ, વાડી દીસા ચાલીયાં; કાજળ કાળી રેખ, નેણુંમે ડાલીયાં. ૨૨૬ સજ્યા સોળ શણગાર, આપરે સમારીયાં, કે કોસનાં બાંધ્યાં કોય, વાડીયે પધારીયાં. ૨૨૭

સાવળીંગા વેગળેથી ઊતાવળી સાસ ભરી ચાલી આવતી સદેવંતે જોઈને મનમાં વિચાર કરેછે કે, હે સ્ત્રી મારે સારૂં જે તું એક ડગલું ન ભરે. તે બે ગાઉ સુધી નદીયે જઇને પાણી લાવેછે. મેં તને વગર વાંકે મારી એમ કરી પોતે કહે છે કે હવે આવે એટલે ઝટ જમવા બેસવું. પણ જ્યારે સાવળીંગા પાસે આવી એટલે વિચાર ફરી ગયો, કે શું આપણ એને પેહેલા બોલાવીએ. ગરજ હશે તો ધણીયે બોલાવતી આવશે. એમ ધારી

રીસાઇ બેઠા. (કહેવત છે કે દોરી બળે પણ તેનો વળ ન જાય) હવે સાવળીંગા પાણી લેઇ આવી. પાસે ઉભી પણ રાજા બોલતા નથી. સાવળીંગા મનમાં કહે છે કે એને ખબર છે કે મારા જીવને ખાતર એ ગાઉ ગઇ હતી ને આતો પાછા રીસાઈને બેઠા. પણ હશે આપણે નીચાતો નીચા એમ કહી રાજાને બોલાવેછે.

**દોહરો**—રૂડી ચંપા કેરી છાંયડીને, વળી વાયરે શીયાળુવાય જમીલોને રાજનાંને, વળી આ ભોજન ટાઢાં થઈ જાય. ૨૮૮

હે મહારાજ જમીલ્યો તો ઠીક, આ ભોજન ટાઢાં થઈ જાય છે.

**દોહરો**—પીરશા વિના જોને પદમણીરે, એનો કાંમની કેમ ખવાય; અવર પુરૂષને ઓરતેરે, એતો જુગને જુગનેરે જમાય. ૨૨૯

હે શાવળીંગા તું કહેછે જમી લ્યો પણ જમવાની તો જુગતી છે. ને તું પીરસ્યા કર્યા વગર જમીલ્યો જમીલ્યો કહેછે. ને પીરશતીતો છે નહીં તે સાંભળી શાવળીંગા બોલી હે રાજા હવે સાંજતો પડવા આવીછે અને કોઇ જોવા માટે આવશે તો મોટો વરઘોડો થશે પણ મને તેની તો હરકત નથી. તમે જમોતો ખરા હું કોઈની બીક રાખતી નથી.

**દોહરો**—જેમ મેદની જોવા મળેને, વળી વીવામાં ફેર વરતાય; તેમ જમશો રાજણાતો, વળી તેમ જમાડું મારા રાય. ૨૩૦

હે રાજા જો લોકોની ઠઠ જોવાને મળે ને મારો વિવાહ થઈ રહ્યો હોય તેમ જો જમશો તોએ તેમ જમાડીશ. તે સાંભળી સદેવંત ખુશી સાથે સાવળીંગાને કહેછે.

**દોહરો**—સુણ શાવળીંગા સદેવંત કહેને, વળી વરતાઈ રહી બધી વાત; હે તેને પ્રીતે પરણશુંને, વળી નહીવટલાવું મારા હાથ.

હે સાવળીંગા હવે તો હું તારી સાથે પરણીનેજેમ વરવહુ જમે છે તેમ જમીશ મારા હાલા હાથ હવે નહી વટલાવું. તે સાંભળી સાવળીંગા કહેછે.

**દોહરો**—સુણ સદેવંત સાવળીંગા કહેને વળી તનમાં રાખું જોને ટેક, આજ જમાડું મારા રાજને, વળીવીવા કરતાંરે વીશેષ ૨૩૨

હે મહારાજ જો તમારી એવી ઇચ્છા હશે તો મારા વિવાહ કરતાં વિશેષ રીતે જમાડીશ. પરણીને શું કામછે. તે સાંભળી સદેવંત કહેછે.

દોહરો—સુણ શાવળીંગા સદેવંત કહેને, વળી પાળો કે ન પાળો પ્રીત; હે તેને પ્રિતે અમે આલીયેરે, તમને રાજવળાની રીત. ૨૨૩

હે સાવળીંગા હું તને મારા રાજવળાની રીત આપું તો ખરો પણ તું પાળે કે ન પાળે ત્યારે તે સાંભળી સાવળીંગા કહેછે.

દોહરો—સુણ સદેવંત સાવળીંગા કહેને, વળી પાળીશું અમે પ્રીત, હેતેનેપ્રિતે અમને આલજોને, તમારી રાણીજીની રીત. ૨૩૪

હે રાજા અમે તે પાળીશું માટે અમને તે આલજો. એ સાંભળી સદેવંત મનમાં બહુ હરખ પામ્યો. તેમ સાવળીંગા પણ ખુશી થઈ પોતે કહે છે.

સોહલો—હસી હસી કામનિ, જોને ઝાલે હાથ; ને સાંભળો સ્વામ, મારી સાચી વાત. કોડેથી આજ જમુંરે કંસાર. સૌ મર લોક જુવે સંસાર. ૨૩૫

હે રાજા મરને લોક ગમે એટલા જુવે પણ આજ કોડેથી કંસાર જમીશ ને જમાડીશ. એમ કહીસદેવંતનો હોંશથી હાથ ઝાલેછે.

ચોપાઈ—ચંપા કેરી છાંય, રમાડું રૂડા છેલને; મેલી મન મરજાદ, કરૂં રંગની રેલને. ૨૩૬ કરો કરોની વાત, ડરાવી હું તો નહી ડરૂં, આલો મનની મોજ, નહીં તો વખ ખાઇને મરૂં. ૨૩૭

હે રાજા હવે હું કોઇની લાજ મરજાદ ગણવાની નહીં. અને મારી સાથે સુખેથી વાત કરો. અને મારા મનની મોજ પુરો તે સાંભળી સદેવંત કહેછે.

દોહરો—કહોતો કામનિ તુંને હીરા દઊંને,વળી કહો તો આલું ગામને ગરાસ; મોહે આવે તે માગજોરે,કામની તુંને તુઠયોછુંરે આજ.

હે સ્ત્રી તું કહેતી હોઊ તો તને હીરા મોતી આપું કહે તો ગામને ગરાસ આપું, તારે મોઢે આવે તે માગજે. હું તને તુશમાન થયો છું. તે સાંભળી સાવળીંગા કહેછે.

દોહરો—કુડી લાલચને શું એ કરૂં તે, એ તો ખાધેથી ખુટી

જોને જાય; પણ એક વચન માગું અલબેલડાને, તે જુગ જુગ નહીં વીસરાય. ॥૨૩૯॥

હે રાજા હું માગુછું શું ને આપો છો શું. એવી હીરા મોતીની ખોટી લાલચ શું કરવા આપો છો. મારે ઘેર કાંઈ કમિના નથી. એતો ખાધાથી ખુટી જવાની પણ હુંતો એક તમારી પાસેથી વચન માગુંછું જે જુગે જુગ વીસરીએ નહીં. એવું માગુંછું. તે સાંભળી સદેવંત કહેછે.

**દોહરો**—એક તો મારા ઘર કેરી ગોરીયાંને, એક મારા નેણાં કેરી જોને નાર; તુજ ઉપરથી બીજી સુંદરીને,હું વારી નાંખું સોસોરે વાર.

હે સ્ત્રી કહે તો તને મારા ઘરની સ્ત્રીની માફક ગણું અને મારી સઘળી રાણીયો તારા ઉપર વારી નાખું. તે સાંભળી સાવળીંગા મનમાં કહેછે. કે ઘડીમાં રીસાઈ જાયછે ને ઘડીમાં પાછા મળી જાયછે. તેનો વિશ્વાસ શો. પ્રીત કરીયે ને જનમ સુધી નભે તો તો સારૂં નહિ તો ઉલટી ફજેતી થાય એમ કહી રાજાને કહેછે.

દોહરો—નફટ આવો નોતી જાણતીરે, નીકર પગરે ઉપાડતી જોય; એરે ઘડીને કારણેરે, રાજા ઘરનાં ગુલામરે ન હોય. ૨૪૧

હે રાજા તમારા જેવા નફટ કોઈ નથી. અને આવું જાણતી હોત તો જોઈને પગ ઉપાડત. કેમકે ઘરનાં ગુલામની માફક બે દિવસ રાખી કાઢી મુકો એમ થવાનું નથી. એ સાંભળી રાજાને ક્રોધ ચડયો. કે મને તેં નફટ કહ્યો પણ હું તને મુકનાર નથી. એમ કહી હાથમાં તરવાર લેઇ ઉભો રહ્યો.

**દોહરો**—સુણ સાવળીંગા સદેવંત કહેને, વળી મેલી તેં મનની લાજ; શીશ પડેને મારૂં ધડ લડેને, વળી તોએ ના મેલું તુને આજ.

**સોહલો**—તોય ન મેલું તુને આજ કેમ કરી રેહેશે તારી લાજ સુમરયા સમજી ને તું લે, અને કહેવું હોય તે અમને કહે ॥૨૪૩॥

એવાં રાજાનાં વચન સાંભળી વિચાર કરેછે કે રાજા મેલનાર નથી ને મરશે, કે મારશે, પણ હું એની રીસ ઉતારૂ એમ કહી કહેછે.

**દોહરો**—શીશ સલામત રાજવીને, તમે જુગજુગ અમર રહો

અમે ધર દિશાએ ચાલીયેને, વળી કહેવુંરે હોય તે કહો. ૨૪૪

હે રાજા તમે આટલા બધા કોપાયમાન થઇને મારવાને અને મરવાને કેમ ઊભા થાઓ છો અમે અમારે ઘેર જઇએ છીએ. એવાં વચન સાંભળી સદેવંત રાજા તલવાર મેનમાં કરીને કહેછે. તું જઇશ નહીં ગયા કેડે મને ગમશે કેમ ને તને તો નહી મારૂ પણ મારો જીવ ખોઇશ તે સાંભળી સાવળીંગા કહેછે.

**ચોપાઇ**—શીશ સલામત રાજ, એવી રીસું નવ રાખીયે; પ્રેમ પીયાલો તમારે હાથ, સબ રસ ચાખીયે. ॥૨૪૫॥ દીઆં હોય કીરતાર, તેતો આપણુ ખાઇએ; આલ્યાં દાન કથીર, સોનું કયાંથી પાઈયે. ॥૨૪૬॥ સોનું રૂપ સ્વરૂપ, તેમાં નહી વાસના; નફળ કીનો નાગર વેલ, ભુલ્યો ભવતારનાં. ॥૨૪૭॥

**દોહરો**—હમણા એમ વરતાવશો તો, વળી કુળમાં કરીશજ કેર; અમને આવડું શીદ કહેને, વળી વીધાત્રા શું તારે વેર. ૨૪૮

**સોહલો**—વિધાત્રા શું તારે વેર, કહિયે તો લાગે કડવુ ઝેર, હવે નથી તું મારે હાથ, નોતરજો માજનની નાત. ॥૨૪૯॥

રાજા કહેછે કે તારે મને ચીડવીને અહીં લઢવું છે.

**દોહરો**—સુણ સાવળીંગા સદેવંત કહેને હું તો ભુલ્યો તે ભેદ બતાવ; ભોજન કરીયે આપણુ બે જણાંને, વળી બેક ઓરીરે તું તો આવ. ॥૨૫૧॥

હે સ્ત્રી હું ભૂલતો હજી તો તું બતાવ, ને હવે રીસ નહીં કરૂં માટે આવ આપણે ભેગાં બેશીને જમીયે. ત્યારે સાવળીંગા કહેછે હે રાજા તમારા તે ભેગાં બેશીને વટલાઈ મરવું છે? તમે રજપુત અને હમે વાણીયાં એમ કહી રાજાને કહેછે.

**દોહરો**—હમે વેપારી વાણીયાને રાજા પળીયે વેચંતાંરે તેલ; તમરે અમ વચે અંતર ઘણો ને, વળી કયાંરે ચંપો ને કયાં કેળ. ૨૫૨

હે રાજા અમે તો તેલનાં વેચનારાં. જેમ કેળ અને ચંપાને આંતરો છે. તે સાંભળી સદેવંત કહેછે.

**દોહરો**—નથીરે વેપારી તમે વાણીયાંને, ગોરી નથીરે વેચંતાં

તમે તેલ; તમરે અમમાં રાણી અંતર નહી ને, જેમ ચંપે વિટાણી નાગર વેલ. ॥૨૫૩॥

હે સાવળીંગા તું તેલ કયે દિવસે વેચેછે માટે ચંપાને જેમ નાગરવેલ વીંટાયલી છે તેમ તું મને વીંટાયલી છું હવે તારા મારા વચ્ચે અંતર શો રહ્યો છે. અને વાહાલામાં વટાળ હોય નહી. તેથી તું મારા ભેગી આવીને બેશ. તે સાંભળીને સાવળીંગા કહેછે.

**દોહરો**—સોનું જાણીને રાજા સંગ કરૂ ને, વળી નિપજે જાત કથીર; કાયા વટાળી અને પત ખોઇયે તો, વળી સાંસા પડેરે શરીર.

હે રાજા તમે કહો તો તમને હું હાથે વતી જમાડું પણ તમારા ભેગી બેસીને હું જમવાની નહિ. કેમકે સોનું જાણીને સંગ કરૂં ને માહેથી કથીર નિકળે તો કાયા વટાળી પછી વિમાસવું પડે માટે તમે તમારી મેળે એકલા ખાઓ એવાં મોટાઇનાં વચન સાંભળી સદેવંતની આંખ્યમાં રોશ ભરાયો તેથી થાળને ખશેડી મુકી પોતે હાથ ધોઈ વેગળા બેઠા અને કહેછે. તું તારી મેળે પાછું લેઇ જા મારે હવે ખાવું નથી. હવે શાવળીંગા વિચાર કરેછે કે આતો ઉલટી વળી પાછી પળા થઈ. રાજા પાછા રીસાયા તેથી રાજા પાસે જઇ કહેછે કે હું તો તમને મશ્કરીમાં હસ્તી હતી એટલા સારૂ શું રિસાઇ બેઠા. આવો આપણે ભેગાં બેશીને જમીયે તેમ તેમ રાજા અવળુ જોઈ બેસે છે. અને કહેછે કે મારે તો હવે ખાવુંજ નથી. ત્યારે શાવળીંગા મહા રૂદન કરેછે ને રાજાના મોઢા આગળ ખોળા પાથરે છે તોયે રાજા માનતા નથી.

**સોહલો**—નરની અગાડી નારી ખોળા ધરે, તેમ તેમ અલબેલો અવળો ફરે; નારી બેઠી રૂદનજ કરે, આંખે આંસુડાંની ધારા ઝરે.

તોયે રાજા મનમાં કાંઈ દયા લાવતા નથી અને રીસાઈને વેગળા બેશી રહ્યા છે. શાવળીંગાયે વિચાર કર્યો કે હું હવે રીસાઊં તે વિના એ મનાશે નહીં એમ ધારી પોતે રીસાવાનો ડોળ કરેછે.

**ચોપાઈ**—આંખે આંસુડાંની ધાર અલબેલી ઉઠીયાં, નારે માંનો મારા રાજ, હવે હું જાઊં રૂઠીયાં. ॥૨૫૬॥ મળશે રાણાને રાજ, જ

વાબ તે માગ શું; પદમણુ કહેછે રાજ, પ્રાણુ અમે પાડ શું.

હે રાજા હવે તમે માનતા નથી, તેથી હું પ્રાણુ મૂકીશ. એમ કહી સાળુનો કાછડો વાળી કહેછે કે તમને હું ઘણુંએ કહુંચ્છું પણુ તમે માનતા નથી માટે હવે હું આ કુવે પડી મારો પ્રાણુ તમને આપીશ અને તેનો જવાબ પરમેશ્વરને ત્યાં માગીશ. એમ કહી કુવા ભણી ચાલી એટલે રાજાના હોશ ઉડી ગયા અને વિચાર કરેછે કે રાંડ કુવે પડી મને નામોશી આપશે. તેથી રાજા પોતે તાંથી સાવળીંગાને ઝાલવા દોડ્યા અને કુવા ઉપર જતાં જતાં તેનું કાંડું ઝાલી તેને પાછી ખેંચેછે. તોએ તે માનતી નથી. અને કુવા ભણી તણાતી જાયછે. ત્યારે સદેવંત તેને નાના પ્રકારના કાલાવાલા કરેછે. અને કરગરે છે ત્યારે સાવળીંગા કહેછે.

**ચોપાઈ**—પાલવડે મત જુમ, ભમરા તું છે વાવળા; આંબે હાથ ન લગાડ, આંબા છે રાવળા. ૨૫ કાચી કલીયું મત તોડ, તુંટગીરે ડાલીયાં; છેડા અમારા છોડ, દેશગી તુંને ગાલીયાં. ૨૫૯

હે સદેવંત તું મારો પાલવ મુક અને મારૂ કાંડુ ઝાલેછે તે મચડાઈ જશે. તેથી હું તને ગાળો દેઇશ તે સાંભળી સદેવંત કહેછે

**ચોપાઇ**—ગાળું દેને દસવીશ ગાળું તારી સાંખશું; તુજ સરીખી નાર, તે તો ઘેર રાખશું. ૨૬૦ શેઠ મોટા શાહુકાર લુટાવે ફુલ વાડીયાં; તું કળી એક ગુલાબ, કાયકું દેતી ગાલીયાં. ૨૬૧

હે સ્ત્રી તું મને ગમે તેમ ગાળો દે ગમે તેમ કર પણુ હું તને મૂકનાર નથી અને મારે ઘેર તને પરણીને રાખવાનો છું. હું તને કાલાવાલા કરૂંછું કોટમાં હાથ નાંખું છું તોપે તું મને ગાળો ભાડે છે. એવી તરેહથી સાવળીંગાને ઘણી ઘણી રીતે સમજાવે છે. પણુ માનતી નથી ત્યારે રાજા છેવટ પોતાની તલવાર ઉઘાડી કરી સમખાય છે કે જો હું તને દગો દેઉ અને તારાથી બેઈમાન થઊં તો મને મારા પીતા સાલીવાહનના સમછે. અને તારાને મારા વચ્ચે આ શકિત તે મને પૂછે એમ કહી રાજાએ તલવારને ખભા ઉપર મૂકી અને પોતે ગદગદ કંઠે થઈ રહ્યા છે. સાવળીંગાયે વિચાર

કર્યો કે હવે જો હું એની સાથે ઘણી રકઝક કરીશ તો મારા ઉપર કોપાયમાન થઇ કાં મારૂં કે એમનું માથું જુદું કરશે. માટે હવે તો બોલું એમ કહી કહેછે.

**દોહરો**—પદમણ ને તો પ્રિત ધણીને, વળી રાજાને ઝાઝેરીરે રીસ; બોરાં તેડીનેરે ચોકમાંરે; મારૂં વાઢીરે લેશો જોને શીશ. ૨૬૨

હે રાજા હું તો પ્રીતમાં આમ કહુંછું પણ તમે ઘણા રીસાળવા છો માટે પાસે બોલાવી માથું વાઢીલ્યો તેથી હું બીહુંછું હવે એ સાંભળી સદેવંત તલવારને મેન કરીને સાવળીંગાને કોટે જઈ બાઝયા પછી શાવળીંગા રાજા સાથે ખુશી થઇને બોલી અને બંન્યો જણ થાળ આગળ આવી થાળ ઉઘાડી જમવા બેઠાં અને ત્યાં નાના પ્રકારના હાસ્યવિનોદ કરતા જાયછે. અને અરસ પરસ એક એકના મોંમાં કોળીયા ઘાલતાં જાયછે રાજા પોતે હેતમાં શાવળીંગાને ઘણું ઘણું ખવરાવે છે ત્યારે સાવળીંગા સદેવંતને કહેછે.

**દોહરો**—અંનથી અદકું કોઈ નથીને, રાજા સજણ રજણ કે શેણ, જમીલ્યોને ઠાકરારે, વળી નેહ કરેછે જોને નેણ. ૨૬૩

હે રાજા અંનથી કોઈ મોટું નથી કાં સજન, ને રજન કહેતાં ચંદની રાત તે બધાં અંનથી ઓછા હેત વાળાંછે માટે તમે મને વારે વારે ખવરાવોછો તે શું હું અંન કરતાં વધારેછું. આપણી આંખ્યો નેહ કરેછે. માટે એક એકના મોંમાં ઘાલ્યા કરતાં વધારે છે માટે તમારા હાથે જમીલ્યો.

**ચોપાઇ**—ભોજન કરતા જાઓ, નિરખોરે તમે નેણશું; અંતરની રાખું આજ, સદેવંત સેણશું. ૨૬૪ કોડે જમુંછું કંસાર પદમણી અતિ પ્રેમશું; પ્રીત અદકેરી હોય, બોલાવોને વેણશું ૨૬૫

હે રાજા તમે જમતા જાઓ, અને આંખે જોતા જાવ. કાંઈ ખુશી પડે તો મહોડેથી વાતો કરો. ઘડીએ ઘડીએ મને સતાવો નહીં. હું આજ તમારા ભેગી બેશી કશી કસર રાખનાર નથી.

**ચોપાઇ**—જુગતે કરીને કોઇ, રાજાને જમાડીયા; મન ગમતા મુખવાસ, અલબેલાને આલીયા ૨૬૬ ક્યારની કરૂંછું અરજ, હાથ

મેં જોડીયા; શાખું દીયોને મારા સ્યામ, જીવ મારા ઉદાશથયા.૨૬૭

હવે સાવળીંગાયે સદેવંતને જમી રહ્યા કેડે મુખવાસ આપ્યા અને હાથ જોડીને કહેછે. હે મહારાજ જમતાં જમતાં આખો દહાડો વહી ગયો ને હવે બે ઘડી દહાડોછે. માટે મને રજા આપો તો જાઊં, કેમકે મારો જીવ ઉદાશ થયોછે. અને મને વાર થઇ તેથી હમણાં ગોર પેલા કાણીયાને ખબર કહાડવા મોકલશે. ને તે અહીં આવશે તો પછી મારી ફજેતી થશે. અને મન હશે તો કાળવે મળીશું માટે મને રજા આપો તે સાંભળી સદેવંત કહેછે.

દોહરો—પદમણી આવ્યાં શુંરે જાણીને, વળી શું જાણે ચંપોનેરે સાળ; સુડા તારી સાખ્યો પુરશેને, વળી પદમણી પાસા તું તો ઢાળ.

હે સ્ત્રી ત્યારે તું અહીંયાં શું જોઈને આતી હતી અને તું અહીંયાં આવી હતી એવું ચંપો ને શાળ શું જાણશે. તેથી તું જરા વાર અહીંયાં બેશ. અત્યાર સુધીતો રીસાવા મનાવામાં વાર થઇ અને તારી સાખ તો સુડા પૂરશે એવી રીતે રાજાએ શાવળીંગાને કહ્યું ત્યારે કહેછે કે હે રાજા આવી ઉતાવળમાં મને ખોટી કરવાનું કહોછો ને મારા મનમાં ચીચરવટો પેઠોછે કે ગોર પુછશે તો હું જવાબ શું દઈશ. ત્યારે સદેવંત કહેછે કે તું ગમે તે જવાબ દેજે પણ જરાવાર બેશ તો ખરી તે સાંભળી સાવળીંગા કહેછે.

દોહરો—સુણુ સદેવંત સાવળીગા કહેને, મારા હૈયામાં આવેછે વિચાર; ઓરાંતો અમે આવીયેને, તમારા પંડનો નહીં પતીયાર.

હે સદેવંત રાજા હું તમારી પાસે આવુંતો ખરી પણ મારા મનમાં વિચાર આવેછે કે તમે ઘણા રીસાળવાછો તેથી તમારા પંડનો પતિયાર પડતો નથી. તે સાંભળી સદેવંત કહેછે.

દોહરો—સુણ શાવળીંગા સદેવંત કહેને, મેંતો મેલીછે મનની માંણ; પદમણી ઓરાં આવજોને, વળી સાખે લખું શાલીવાંન ૨૭૦

હે સ્ત્રી મેં મારા બાપના સોગન ખાધા તોયે તું માનતી નથી પણ જા જો હું તારાથી દગો કરૂં તો મારી સાત પેઢીના મને સમ છે. એમ કહી પાછી તલવાર ઉઘાડી કરી કે આ શક્તિ મને પુછે.

રાજાનો ઘણો આમદ જોઈ શાવળીંગા ખુશી થઇ રાજાને કહે છે

**દોહરો**—સમ તમારા અમે પાળીએને, આ લોહ ધારા શુંરે કરંત; અમે વેપારી વાંણીયાને, રાજા દેખી દેખીરે ડરંત. ૨૭૧

ઓ રાજા હું તમારા સમને માનુંછું, પણ આ ધારવાળું લોહું શું કરવાનુંછે કે તેને વારે વારે ઊઘાડું કરોછો. અમે વાણીયાં, તેને જોઇને બીજીએ છીએ તે સાંભળી સદેવંત તલવાર મેન કરી આઘી નાંખી દીધી અને સ્રીને હાથ ઝાલી સાથરા ઉપર બેસારી.

**સોહલો**—ચંદાને થડે બેઠાં ઓળાઓળ, ઉપર સુડા કરેરે કલોલ, નરને નારી બેઠાં જોડારે જોડ; ન દીસે કાંઇ ખાંપણ કે ખોડ.

**ચોપાઇ**—ચંપા કેરી છાંય, સાળ કેરો સાથરો;રત્ન જડીત્ર ઓછાડ, તે તો સેજે વળી પાથરયો. ૨૭૩. મુખસુ મુખ મીલાય, ચુંબન અલબેલો કરે; અરસપરસવદતા મીઠીવાત, મુખમાંથી મોતીઝરે ૨૭૪.

પોતે બંને જણ ચંપાના છાયા તળે સાળના સાથરા ઊપર રત્ન જડીત્ર ઓછાડ પાથરી બેઠાંછે અને એક એક અરસપરસ નાના પ્રકારનાહાસ્ય વિનોદ કરેછે. હવે નિશાળમાં ગોર પોતે છોકરાને કહેછે સાંજ પડીને હે ભાઇ હજુ સુધી વાડીયેથી કોઇ આવ્યું નહીં માટે કોઇ ખબર કાઢવા જાઓ. ત્યારે કાણીયો કહે સાહેબ કહોતો હું જઈ આવું. ગોર કહે તું એકલો જઇશ તો કુંવર મહા રીસાળવોછે માટે તને મારી નાંખશે. તેથી તું તારી જોડે બીજાનેતેડી જા. તેથી કાંણીયાનો ભાઈબંધ બાડીયો કરીને મહા ખદો હતો તેને લેઇ પોતે બને જણા વાડીભણી દોડતા ચાલ્યા. ગોરે વિચાર કર્યો કે એ છોકરાછે માટે હું પછવાડી પછવાડી જાઊં નહીંતો એમનો કાંઈ ઘાટ ઘડાઈ જાય એમ ધારી પોતે ગોર હાથમાંલાકડી લેઈ ધીરે ધીરે પાછળ ચાલ્યા જાયછે.

**દોહરો**—ગોરે નિશાળીયા સાબધા કર્યાને, વળી વાડીએ મોકલવાને કાય; સદેવંત સાવળીંગા ગયાં વાડીયેને, એને જઇ આવોને જોય.૨૭૫.

**ચોપાઈ**—જઈ આવોને જોય, હજુ લગણ શું કરે, લોકડીયાંની લાજ, હૈયામાં નવ ધરે ૨૭૬.

હવે પેલો કાંણીયો ને બાડીયો એ વાડની બહાર ઉભા રહી જુવે છે તો બંને જણ ચંપાના થડ નીચે જોડા જોડ બેઠેલાંછે. તે લાંબો હાથ કરીને કાંણીયો બાડીયાને બતાવે છે કે જો પેલાં કેવાં નિરાંતે બેઠાંછે. તેટલામાં શાવળીંગાએ એણી તરફ જોયું તો કાણીઓ દીઠો. એટલે ઝડપ ઉઠતી કે લુગડાં બુગડાં સજ કરી હાથમાં થાળ લેઇ સદેવંતને તેમના ભણી લાંબો હાથ કરી કહેછે.

**ચોપાઈ**—બેઠાંછે જોડાજોડ, ચંપા કેરી છાંયડી; શીખું ઘોને શ્યામ, દહાડો રહ્યોછે બે ઘડી ૨૭૭

એટલે સદેવંતે સુરજ જોવાને વાડ ભણી નજર કરી તો છોકરા દીઠા. એટલે તાણી તલવાર પાછળ ધાયો. એટલે છોકરા મુઠીયો વાળીને નાઠા તે ગોરને જતાં જતાં સામા મળ્યા ને ગોરને કહે છે.

**દોહરો**—અમને વિતી તે તમને વીતશેને, તમે સાંભળો પંડીત પ્રવીણ; સરખેરે સરખા મોકલ્યાંને, ગોર તમે અકલના હીણ ૨૭૮

હે મહારાજ તમે જાણોછો તો ખરા પણ અમને વિતીતે તમને વિતશે તમારી અકલ બકલ ફુટી ગઇ હતી કે આવા ડાહ્યા થઇ એ સરખે સરખાને મોકલ્યાં છે. તે સાંભળી ગોર કહે છે કે ભાઇ ત્યાં શું છે એવું. ત્યારે કાણીયો કહેછે કે સાંભળો—

**દોહરો**—ચીર ઉપર ઓઢી ચુંદડીને, વળી પીળી પામરીયાં; લાલરે કુંજન બચોરીયાંરે, જેમ સજોડે જડીયા ૨૭૯

હે મહારાજ ચીર ઉપર ચુંદડીને તેના ઉપર પીળી પામરી ઓઢીછે ને જેમ લાલ કુંજનાં બચોળીયાં ભેગાં લપાઇને બેસે તેમ બેઠાંછે. ગોર કહે એ તો ઠીક પણ આપણી વાડીને ડાંગરની શી ખબરછે. ત્યારે કાણીયો કહેછે કે સાંભળો.

**દોહરો**—શાળ વાઢીને કીધો સાથરોને, વળી અરધી તે સુડા ખાય; ગોર તમારી વાડીયુંરે, તે સૌ ભેળાઈ ભેળાઈ જાય ૨૮૦ ખાંડાં ભરાવ્યાં મેહેતા ખીંટીયેને, વળી શિરોહ ઝકોળાં જોને ખાય; શાલ દુશાલા પાથર્યારે, ત્યાં તો બેઠા સદેવંત રાય ૨૮૧

**ચોપાઈ**—બેઠા સદેવંત રાવ, કે સાળ બાધી વાઢીયાં; ગોર ત

મારી વાડી માંહ, નવાં નવાં કૌતક ભાળીયાં ૨૮૨

એ સાંભળી ગોર મહા ઉદાશ થઈ વાડીના ઝાંપા આગળ આવી ને ઉભા રહ્યાછે. હવે શાવળીંગા પોતે મહા ઉદાશ થઇ રાજાને કહેછે

ચોપાઇ—સીલવંતીની સીલ, પ્રતમાં પાળીયાં, તમે રાજ વંસી કળરૂપ, અમે વેપારી વાંણીયા ૨૮૩ સીલવંતા રાજા જોઇ, સોજ તમારા સાંભરે; ભવો ભવ ભરથાર, વાલપનહિ વિસરે. ૨૮૪

દોહરો— હું પડદે રહેતી પદમણીને, વળી દીવસ ન દીઠો જોને કોય; સાચુ માનો સદેવંતારે, મારૂં દુશમન કોણજરે હોય ૨૮૫ અતીત લોટે આપોઓને, વળી નઇએ ઉતાર્યા મારા નખ, તે દહાડેથી ચટપટ લાગી રે મુને ઘડીએ ન રહેતું જોને સખ; નઇએ નખ ઉતારીઆ ને વળી તે વરતીતી મેં વાત, અદક પાંસળી આવીઓ ને મારા ઘટમાં કરી ગએલ ઘ્રાત.

હે રાજન તમારૂં સોજ મને ઘણું સાંભરેછે એમ કહી રૂદન કરે છે. તે જોઈ સદેવંત કહેછે કે તું મને રજા આપ ત્યારે શાવળીંગા કહેછે.

દોહરો—આ જીભે જાવ નહીં કહું ને, વળી કહુંતો જીભરે કપાય; જાતાં તમને જાણીનેરે, મુને વડીરે વીમાશણ થાય ૨૮૮ વાડી થકી વળીઆને, વળી ચરચર દાઝો મનમાંય; તમને મુકતાં સાહબારે, મુને વાડી તે ખાવા જોને ધાય ૨૮૯

હવે શાવળીંગા પોતે દીલગીર થઈ લુગડાં સજી હાથમાં ઝાળ લેઈ ઘર ભણી ચાલેછે અને સદેવંત રાજા પણ પોતાનાં લુગડાં હથિઆર સંભાળી ઉદાશ થઇ ઘર ભણી જાય છે. એટલામાં જતાં જતાં પોતાના મનમાં કહેછે.

સોહલો—જ્યારે સુંદર મારી આઘો જાય, વાડી મુંને ખાવારે ધાય; કાણીયે બગાડી મારી સારી પેર, ઉદાસ થઇ રાજા ચાલ્યા જાય ઘેર ૨૯૦

રાજા પોતે કાણીયાને ગાળો ભાંડતા વાડમાં છીંડુ પાડી આડે રસ્તે થઇ ઘરભણી ચાલ્યા અને મોહોલમાં જઇ બેઠા, હવે શા.

વળીંગા ઘેર જતાં ગોરને વાડીના ઝાંપા આગળ સાંમી મળી. ગોર કહેછે તું કચારની આવીતી તે અત્યાર સુધી શું કરતી હતી ભાત આપીને પાછાં આવવું કે અહીયાં બેશી રહેવું. મારીને મારી વાડી મેદાન મેદાન કરી નાંખી તેવા ધમકીના અવાજ સાંભળી શાવળીંગા ગોરને કહે છે.

**સોહલો**—નમોરે ગોર મારા નમશ્કાર, વાડીમાંતો મને નથી લાગી વાર; સાળ વાઢીને સાથરો થયો, બીજો બગાડ ગોર કાંઇ નથી કર્યો ૨૯૧ ગોર તમારી વાડીયે ગઇ, ફુલ છે પણ તેમાં વાસના નહી; ફોકટ ફેરો અમને થયો, રાજા તો કેઈ વારનો ગયો. ૨૯૨

હે મહારાજ વાડીમાંતો મને જરાયે વાર લાગી નથી.. તમારી વાડીમાં શાળ વાઢીછે એટલો બગાડ કર્યો છે રાજા તો ઘણી વાર થઇ ગયા છે. તેથી મેં જાણ્યું કે લાવને હું થોડી વાર લગણ સુડા ઉરાડુ માટે તે ઊરાડવા રહી તેથી વાર લાગી તે સાંભળી ગોર કાણીયાને કહે છે કે તું કહેતો હતો કે બે જણ બેઠાં છે તે કયાં છે કાણીયો કહે સાહેબ હમણાં હતાં ત્યારે શાવળીંગા કાણીયાને કહે સુવા હમણાં હતા ત્યારે કયાંહાં ગયા. શું પાંખો કરી ઉડી ગયા તુંજ લડાઇ ખોરોછો કે જેને તેહને જુઠું સાચું ભરાવે છે. હવે ગોર શાવળીંગાના લુગડાંનો ડોળ ફરી ગયેલો જોઈ શાવળીંગાને કહે છે.

**દોહરો**—ગુણકા કરી થઈ છોરીને, તેં તો માંડયો ગુણકાનોરે ઘાટ; કોણે ચીર તારાં ભીગોવીયાંને, વળી કોણે લગાવીયા હાથ.

હે શાવળીંગા તારાં ચીર કોણે પલારયાં. રાંડ તેં ગુણકાનો ઘાટ કરવા માંડયોછે તે સાંભળીં શાવળીંગા ગોરને કહે છે.

**દોહરો**—નથી ગુણકાની હું છોકરી ને, ગોર નથી ગુણકાનો મારો ઘાટ; મારાં ચીર કોણ ભીગોવશેને, મુને કોણ લગાવેરે હાથ.

હે ગોર મારાં ચીર કોણ પલાળનાર છે. ને મને ગુણકા કેમ કહોછો તે સાંભળી ગોર કહેછે.

**દોહરો**—લીલી અતલસનું તારૂં કાપડુંને, માંહી ઝીણા ઝીણા ટાંકીયલ મોર; મોર તારા કેણે ઉખાડીયાને, એવો કોણ મળ્યો તને ચોર.

હે સાવળીંગા તારી અતલસની કાંચળી ઉપર જે જડાવના મોર હતા તે કોણે ઉખાડી નાંખ્યા. આવી રીતે ગોરનાં વચન સાંભળી સાવળીંગા ક્રોધ કરી ગોરને કહેછે.

**દોહરો**—સેજ અતલસનું મારૂં કાપડુંને, માંહી ટોદલ ટક્કરે મોર; ગોર તમારી વાડીયે ગઇને, મને સદેવંતે કીધી ઝકઝોર. ૨૯૬

હે ગોર તમે મને ક્યારના માથે જુડાં આળ મૂકોછો ત્યારે જાઓ સદેવંતે મારા મોર ઉખાડી નાખ્યા, અને ચીર પલાળ્યાં. ગોર એ સાંભળી સુનમુન થઇ ગયા પછી શાવળીંગા કહેછે.

**ચોપાઈ**—શિખું દિયોને ગોર, ઘર દિશાયે ચાલીયે; રૂડાં વધામણાં આજ, પિતાજીને આલીયે. ૨૯૭

પછી ગોર પાસેથી શીખ લઈ ઘરભણી ચાલી જાયછે.

**ચોપાઈ**—સાવળીંગા રૂપ સ્વરૂપ, ઘર દિશાયે ચાલીયાં; આવેછે મોહોલા માંહે, પીતાજીએ ભાળીયાં. ૨૯૮

જેવી શાવળીંગા પોતે મેહેલમાં જાયછે તેવી તેના બાપે દીઠી ત્યારે વિચાર કરેછે.

**સોહલો**—કંથ જોગ થઇ કુંવરી વિશાળ, હાલી માંથે એસેછે ગાળ; હવે નહી રહે આપણે હાથ, માટે નોતરીએ માજનની નાત. મોતીએ મેલાં સોને સળે, ચાલતું નીર સાગરમાં ભળે; રડ્યાનો હવે નથી કાર, વાર કરવાનો હવે નથી વેહેવાર. ૩૦૦

આવી રીતે આવતી જોઈ મનમાં કહેછે કે હવે છોડી પરણાવા જોગ થઈ તેથી ઘડીયાં લગન લેઇ પરણાવી દેવી. ને હવે તેને કંઈ બહાર કાઢવી નહીં. હવે સદેવંતને કાંઈ સુજ પડતી નથી ને પોતે મધરાતના સમે પોતાના પલંગ ઉપર સુતાં સુતાં સાવળીંગાનો મેળાપ તુટયો એવો વિચાર કરેછે એટલામાં ઊંઘ આવી તેથી ઊંઘી ગયા. અને ઓચીંતાનું તેને સ્વપ્ન થયું કે જાણે હું ને શાવળીંગા બંને જણ અપા બાગમાં બેઠાં છીયે ને હું ગળામાં હાથ નાંખવા જાઉંછું તેમ પોતે ઊંઘમાં હાથ લાંબો કરી નાંખ્યો એટલે પલંગની ઈસ ઉપર પછડાયો તેથી પોતે જાગી ઉઠયો ને જુવેછે

તો ચંપા બાગે નથી ને શાવળીંગાએ નથી. ફક્ત પોતાના હીરામણ પોપટના પાંજરા શિવાય બીજું કાંઈ દીઠું નહીં. તેથી પોતે મહા નિરાશ થઈ સ્વમાને કહેછે.

દોહરો—સ્વમા તું તો સુલતાન બચોને, વળી રહ્યો નહીં સારી જોને રાત; કામણ મારી વીયોગે ગઇને, વળી હેતેરે નાંખ્યો મેં હાથ.

હે સ્વમા તું સારી રાત કેમ ના રહ્યું જો તું સારી રાત રહ્યું હોતતો, મારે શાવળીંગાનો મેળાપ તો રહેત, પણ આતો ઉલટો વિયોગ થયો.

ચોપાઇ—હેતે ગળામાં નાંખ્યો હાથ, ચમકીને ઉઠીયાં; કે'તાં જીવ કલપાય, મન્ન નવ લુંટીયાં ૩૦૨

હે સ્વમા હેત કરીને હુંતો ગળામાં હાથ નાંખવા ગયો પણ જાગવું પડયું ને ઉલટો જીવ કળપવા લાગ્યો.

ચોપાઇ—હૈયામાં મોટીછે હામ, મનનીરે મનમાં રહી; કોને કહું આ વાત, કામણ તો વિયોગે ગઈ. ૩૦૨

પછી પોતે પલંગ ઉપરથી ઉઠીને મહા નીરાશ થઈ બારીએ આવે ને મેહેલમાં જાય અને ઝરૂખે આવીને જુવેછે તો સાવળીંગાનો મેહેલ સામો દેખાયછે. તે જોઈ પોતાના હીરામણ પોપટને કહેછે.

દોહરો—સોસોરે કોસ જોને સેણ વસેને, વળી અહીંયાં તે કયાંથી હોય. સુણરે સુડાગી સુડલાને, તેને કોણ તે આવે જઇ જોય.

હે પોપટ આ શાવળીંગાનો મેહેલ દેખાય છે પણ મારે મન તો સો કોશ જેટલો વેગળો છે. ને તેની હવે કોણ ખબર લાવે એવુંછે. તે સાંભળી પોપટ કહેછે.

દોહરો—ચાકરછું તમારો ઠાકરાંને, વળી જ્યાં મોકલો ત્યાંરે જાય; લખવું હોય તે લખજોસે, તમારા મનનાં માન્યાંરે કામ થાય.

હે રાજા તમારો હું ચાકરછું ને તમે એમ શું બોલ્યા કે તેની કોણ ખબર લાવે, માટે જે તમારે લખવું હોય તે લખો તેની ખબર હું એક પળમાં લાવુંછું. આવી રીતે પોપટનાં વચન સાંભળી રાજા મનની અંદર ઘણું હર્ષ પામ્યા ને પોતે સાવળીંગાને કાગળ લખ્યો ને પોપટની કોટે બાંધ્યો તે લેઈ પોપટ ચાલતો થયો. હવે શા-

વળીંગાને પોતાના મેહેલમાં સુતીછે ત્યાં તેને પણ સદેવંતના જેવું સ્વપ્ન આવ્યું ને તે એચિંતી ઝબકીને જાગી તો કાંઈ દીઠું નહીં પછી પોતે નિરાશ થઈ પોતાના પલંગ સામે એક મોટો તકતો બાંધ્યોછે તેમાં મૂખાબિંદ જુવેછે તેમાં પોતાની છબી દેખાયછે તે જોઇ પોતાના મનને કહેછે.

**દોહરો**—પાન ચાવ્યું તે મૂખ લાલ હેને, તારાંઅમરત જેવાં જોને વેણ; સ્વપ્નામાં દૂઃખ દેઈ ગયાને, વળી લાલારે તારાં જોને નેણ. ૩૦૬ **ચોપાઈ**—જબરી લાગી નેનુકી ચોટ, તુંને બરછીલીની મારને; તેરે મારનેકી દાદ ફરિયાદ, કિસેમેં જાઊં પોકારને. હાકેમ મારે હુકમ શું, સજન છેહ દેઇ ગયા; કેતાક જીવ કલપાય, મનના વિચાર મનમાં રહ્યા. ૩૦૮

હે રાજા સ્વપ્નામાં તમારાં નેણ જોઇ અને તમારાં વેણ સાંભળી મહા ખુશી થઈ હતી ને તમે રીસમાં બરછી મારવાને ઉભા થયા તેની ફરિઆદ હું કોના આગળ પોકારવાની એવું એવું એ ઘડીયે સ્વપનું રહ્યું હોતતો મારો જીવ ખુશીમાં જાત પણ આતો જાગીને ઉદાશ થવું પડયું.

એવી પોતે મનને વિશે ચિંતા ધરી ઉદાશ થઈ સાવળીંગા પોતે બારીએ આવી બેઠી છે ને સામા સદેવંતના મેહેલ દેખાયછે તે જોઈ કહે છે.

**દોહરો**—સામી મેડીયે મારા સજન વસેને, વળી કોણ તે લાવે સમાચાર; પરથમ લેઇ ચાંપુ મારા ઊરમાંરે, વળી આપું તે માલ અપાર. ૩૦૯

જો કોઇ આ વખત મારા રાજાની મેડીયેથી રાજાના સમાચાર લાવે તેને મોહો માગ્યો સરપાવ આપું. એવો પોતે બારીએ બેઠી તુરંગ ચલાવેછે તેટલામાં પેલો હિરામણ પોપટ રાજાની ચીઠી લેઇને આવતો જોયો તેથી પોતે મનને વશે ઘણી ખુશી થઇ કહેછે કે આ મારા રાજાનો પોપટ આવેછે. જ્યારે પોપટ પાસે આવ્યો એટલે પોતે પાસે બેસારી રાજાની ખબર પુછેછે કે પોપટ

રાજાની શી ખબર છે. ત્યારે પોપટ કહે તમે મારા મોઢાનું કહ્યું નહિં માનો માટે આ ચીઠી વાંચી જુવો ચીઠી જોઈ શાવળીંગા મહા આનંદ પામી પોપટને કહેછે.

**દોહરો**—ભલે આવ્યો સભાગી સુડલાને, વળી ભલારે લાવ્યો સમાચાર; વારી વારી લેઊંતારાં વારણાંને, તને આપું એકાવળ હાર. ૩૧૦

હે પોપટ તું ભલે આવ્યો જે રાજાના સમાચાર લાવ્યો તને વધામણીમાં આ હાર આપું છું. એમ કહી પોપટની કોટમાં હાર નાખવા જાયછે, એટલે પોપટ શાવળીંગાને કહેછે.

**દોહરો**—અખંડ રહોને ગોરીયાંને, વળી અખંડ તારોરે અવતાર; લખવું હોય તો લખજોને, પંખી શું કરે તમારો લેઈ હાર.

હે સ્ત્રિ તું અખંડ રહોને તારો અવતાર પણ અખડ રહો મારે હારને શું કરવો છે માટે તારે કંઈ લખવું હોય તો આ કાગળ વાંચી લખી આપ કે તે લેઈ રાજા પાસે જાઊં. શાવળીંગા પોપટનાં વચન સાંભળી ખુશી થઇ પોપટને કહેછે ને કાગળ વાચે છે.

**દોહરો**—તું સભાગી સુડલોને, વળી કંઇ ઊડી ઊડી જાય; સોને જડાવું તારૂં પાંજરૂંને, ભુંડા મોતીએલીયુંરે જડાય. ૩૧૨ સુંના મંદિર સુનાં માળીઆંને, વળી સુનુંરે બધું ગામ; જેદી રાજા વિયોગે ગયા, તેદી મુને નીંદ્રા હરામ. ૩૧૩ વારી વારી લેઊં તારાં વારણાંને, વીરા એક ઓરોરે તુંતો આવ, સંદેશો લાવો મારા શામનો, તે હું વાંચુને તું વંચાવ. ૩૧૪

**ચોપાઇ**—ચંપા કેરી છાંય, સાળ કેરો સાથરો: કોડ આવ્યાછે કાલ તેતો હું નથી વીસર્યો ૩૧૫ હૈયાની જે આછી હામ, તેમ નની મનમાં રહી; કેતાક જીવ કલપાય, કામની તુ વિયોગે ગઈ

હે સ્ત્રિ તારી જે પ્રિત તેહું જરાય વિસર્યો તથી અને તું વિયોગે ગઈ તેથી મારો જીવ ઘણોક કલપાયછે આવા સદેવંતના અવાજ સાંભળી શાવળીંગા મહા ખશિ થઇને કહેછે કે રાજાનું મારા ઉપર હેત ઘણું છે પછી પોતે સદેવંત ઉપર એક કાગળ લખો પોપટની કોટે બાંધ્યો અને પોપટને કહ્યું ભાઇ રોજ એક બે

વખત રાજાને ત્યાંથી સમાચાર લેઇ મારી પાસે આવજે પોપટ કહે સારૂં એમ કહી ચાલતો થયો, હવે પોપટને શાવળીંગાના મેહુલે વાર થઈ તેથી સદેવંત કુંવર મેહેલમાં મહાચિંતા કરેછે કે હજુ સુધી પોપટ કેમ આવ્યો નહી.

**ચોપાઇ**—પોપટ પક્ષિની જાત, રાંડે ભરમાવિયો; ગુણવંતો ગંગારામ, હજુ નહિ આવિયો. ૩૧૭

રાજા કહે કોણ જાણે રાંડે ભરમાવિને ત્યાંહા બેશારી મૂકયો એવામાં પોપટઆવ્યો તે જોઇ રાજા ખુશી થઇને કહેછે.

**સોહલો**—પોપટ પંખી ચતૂરસુજાણ, પઢો પર્વતી તમે શ્રી ભગવાન, ગુણવંતો આવ્યો ગંગારામ, તેં કીધા મારા સરવે કામ.

હે પોપટ તું આવ્યો તો ઠીક થયું, હવે મારૂં બધું કામ સફળ થશે. પછી પોપટે શાવળીંગાનો લાવેલો કાગળ રાજાને આપ્યો. તે લેઇ રાજા વાંચેછે.

**ચોપાઈ**—સારા સારા સમાચાર, લખીને તમે કહાવજો; અને મારારે મોહાલે રાજ, એકવાર તમે આવજો. ૩૧૯ એથી મળેરે એકાંત અમનેરે તેડાવજો; અમને મળે એકાંત, તો તમે વેહેલા આવજો ૩૨૦

રાજા આ વાંચી પોતાના મનમાં ઘણા ખુશી થયા કે હવે આવા ખબર પોપટ સાથે મંગાવીશું ને કંઇ લાગ આવશે તો ભેગા પણ થઇશું એમ કરતાં પ્રભાતનું પોહોર થયું એટલે શાવળીંગાના બાપ પદમાશ શેઠે પોતાના સગાં વહાલાંને તેડાવ્યાં અને કહેછે.

**ચોપાઈ**—શેઠ મળી શાહુકાર, હડતાળું હાટે દીજીએ; શાવળીંગા કેરાં લગન, ઘડાંયાં આપણ લીજીએ. ૩૨૧ ગોરને તેડાવ્યા આજ, લગન લખાવીયાં; ઢમ ઢમ વાગ્યાં ઢોલ, ગાયછે સાહેલીયાં.

**સોહલો**—ચોખા કંકાવટી ને લગનજ સાર, લગન વધાવે વારંવાર; સાતમને શોમવારે લગનજ કહેવાય, વેહેલા પધારજો તમે રૂપાશાય. ૩૨૩

**ચોપાઈ**—શંકર તેડાવ્યા ચાર, લગન લખાવીયાં; ગામો ગામથી કાય, સગાં વહાલાંને તેડાવીયાં. ૩૨૪ સાતમને સોમવાર આઠમ

પર આવજો; કોરાવી માણેક થંભ, માંડવ રોપાવજો. ૩૨૫

સવારનું પોહોર થયુ એટલે પદમાશા શેઠે પોતાનાં સગાં વહાલાંને બોલાવી કહ્યું કે તમે દુકાનોનાં કામકાજ બંધ કરો કેમકે આપણી શાવળીંગાનાં ઘડીયાં લગન લેવાંછે. પછી શેઠે ગોરને બોલાવી લગન નિર્ધારી તેને વધાવી કંકુ છાંટી લગન પત્રિકા ગોર સાથે પારા નગર શાવળીંગાને સાસરે શેઠ રૂપાશાને ત્યાં મોકલી હવે રૂપાશાએ પોતાના સગાં વહાલાંને બોલાવી કહ્યું કે હાલને હાલ તૈયાર થાઓ. પછી સવારના પોહોરમાં રૂપાશા શેઠ હાથી, ઘોડા, પાલખીઓ, રથ, તથા ઉંટ સાથે તમામ જાન લેઇ નિકળ્યાં ને સાંજરે મૂગીપર પાટણ આવ્યા, અને ગામની ભાગોળે તળાવ ઉપર પડાવ નાખ્યો ને તોપો બંદુકો ને તમનચાના અવાજ કરવા માંડયા. એટલે પદમાશા શેઠને ખબર થઇ કે જાન આવી માટે આપણે સામા વરઘોડો ચડાવી સામૈયું કરી જાનીવાસે તેડી લાવીએ પછી શેઠ પોતાનાં સગાં વહાલાંને તેડી વરઘોડો ચડાવી તેડવા ગયા હવે ઘર આગળ શાવળીંગાને તેની સાહેલીયો છે પછી શાવળીંગા વિચાર કરેછે કે હવણાં જો રાજાને હું મળું તો લાગ ઠીકછે, તેથી પોતાની સાહેલીયોને કહે છે.

**સોહલો**—શાવળીંગા મનમાં કરે વિચાર, લગન તો આવ્યું સાતમ સોમવાર; ન જોઈ મેં બંકી બજાર, ન જોયાં મેં ચંદનનાં ઝાડ. ૩૨૬ ન જોઇ મેં શેહેર નગરની વાટ, ન જોયા ગાંધી દોશીના હાટ; નથી જોઓ પનઘટનો ઘાટ, સાહોરીએ જઈ શું કરશુ વાત. ૩૨૭

હે સખીયો હવે લગન મારૂ આવ્યું, ને મેં આપણી બંકી બજાર ને ચંદન બાગમાં ચંદનનાં ઝાડ જોયાં નથી. અને હું સાસરે જઇશ ને મને ત્યાં કોઈ પૂછશે તો હું તેને શો ઉત્તર આપીશ માટે આપણે તે જોવા જઇએ. તે સાંભળી સાહેલીઓ કહેછે કે બાઈ એક ગાઉ સુધી જઇને એમાં તે શૂં જોવુંછે. શાવળીંગા કહે ત્યાં બાગમાં નાના પ્રકારના ફુલ, ફળાદિક, ને બીજા મેવા પણ ઘણી જાતના પાકે છે તે ખાવાની બહુ રમુજ પડે છે. એવી રીતે લાલચ દેઇને

સાહેલીઓને સમજાવી, પણ શાવળીંગા મનમાં વિચાર કરે છે કે, સાહેલીઓને તો સમજાવી પણ રાજાને શી રીતે તેડાવું.

**સોહલો**—કરમ મારૂ એવું અભાગ, ને ન બનીયું રાજાનું એકે લાગ, સૂડાને હાથે સદેસો કહું, રાજાને તેડાવી લઊં. ॥૩૨૮॥

શાવળીંગા પોતે કહેછે કે આટલા લાગ તો મારા ફોકટ ગયા ને જતાં જતાં જરા લાગ આવ્યો તો તેમને સદેશો કોની સાથે કહાવું જો પોપટ આવે તો તેને મોકલું એવા વિચાર કરેછે એટલામાં પોપટ રાજાની ખબર લેઈ ત્યાં આવ્યો. તે જોઈ શાવળીંગા મહા ખુશિ થઇને પોપટને કહેછે કે, હે ભાઈ આ ચીઠી હું તને લખી આપું તેતું વેહેલો વેહેલો જઈ રાજાને આપ એમ કહી ચીઠી લખેછે.

**સોહલો**—ચંદન તલાવડી રાજા ચંદન બાગ, ઘડી બે ઘડી બેસવાનો લાગ; ત્યાં રે આવો મારા સુંદર શ્યામ, પૂરીશું હૈયાની હામ. ૨૨૯

હે રાજા તમે ચંદન તલાવડી ઊપર ચંદન બાગમાં આવો ત્યાં આપણે ભેગાં થઈશું એવું ચીઠીમાં લખી પોપટની ડોકે બાંધી તે લેઈ પોપટે રાજાને જઇ આપી. રાજા ચીઠી વાંચી મનમાં ઘણા ખુશી થયા કે, આજ આપણે મેળાપ થશે. હવે શાવળીંગા પોતે સાહેલીઓને લેઈ બંકીબજારમાં થઇ ચાલી જાયછે.

**ચોપાઇ**——છુટેરે પરેનાર, આવેરે અલબેલીઆં; વણુજ કરતાં વેપાર, વાણીઆ સરવે ભુલીયાં. ૩૩૦ અમીરને ઊમરાવ, કે મૂર્છા સઊ પામીઆ; શેઠ મોટા શાહુકાર, ઠેરોઠેર ઠરી ગયા.

આવી તરેહથી પોતે બજારમાં કંઇકને મૂર્છા પમાડતી ચાલી જાયછે. ને ત્યાંથી પોતે શેહેર બહાર નિકળીને જ્યાં ચંદન તલાવડી છે. ને તેની પાસે ભરરામની નદીછે તેમાં જઈ રમવા લાગી;

**દોહરો**—ધન ધન નદી ભરરામકીને, ધન લીલીરે લીલી તળીયાં; થોકે થોકે દોહરાને, વળી પદમણી પુતળીયાં. ૩૩૨.

**ચોપાઈ**—પદમણી પુતળીયાં, જાણુકે જેમ વીજળી; એક શું એક અલબેલ, રુપેરે અતી ઊજળી ૩૩૩ નજરો તણું ન્યાલ, લીએ બેઉ તાળીયાં; કે ધનરે બગેસર બાગ, રમતી સઉ બાળીઆ;

નદીમાં સરવે નાહેછે ને તાળીઓ લેછે ને અરસ્પરસ એક એક સામાસામી દુહા કહેછે ત્યાં સદેવંત આવ્યો. તો તેને રમતી જોઇ કહેછે કે તું બાગનો મને વાયદો કરી અહીંયાં કેમ રમે છે. તે સાંભળી શાવળીંગાએ સદેવંતના સામું જોયું એટલે સરવે સાહેલીઓએ પણ રાજા સામું જોવા માંડયું પછી સદેવંતે વિચાર્યું કે આ બધી જાણી જશે. તો પછી શાવળીંગાથી મારી પાસે એકલાં અવાશે નહિં; માટે હું આઘો જાઊં એમ ધારી પોતે નદીની સામી તીરે જઇ પથરા ઉપર બેશી પગ ધોવા માંડ્યા એટલે શાવળીંગાએ કહ્યું.

**દોહરો**—સખી સરોવર આપણાંને વળી ઘસ ઘસ ધુવે કોઇ પાય; દુઃખેરે થાશો રાગ દુબળાને, વળી લંબીરે કરકર બાંય.

શાવળીંગાએ પોતાની શાહેલીઓને લાંબો હાથ કરી કહ્યું કે, આ કોક આપણા સામો બેશી પગ ધુવેછે. ને રાજાને લાંબો હાથ કરી સમશામા ચંદન બાગ બતાવ્યો. કે, તમે બાગમાં જાઓ. હું આમને રમને વળગાડીને આવું છું. પેલી શાહેલીઓ રાજાને જોઈ કહેછે કે, અમે અહીયાં છોડીઓ નાહીએ છીએ, ત્યાં આવી કેમ બેઠોછે, તું તારે રસ્તે જા. તે સાંભળી રાજા પોતે ચંદન બાગમાં ગયા અને આસાપાલવના ઝાડ તળે જઇ બેઠા.

**દોહરો**—એકથી એક અલબેલડીને, વળી નાહવા તે બેઠી જોને નાર, પાહડેરે જોને પદમણીને, વળી પુતળીયુંની જોને હાર. ૩૩૬

**ચોપાઈ**—પુતળીયુંની જોને હાર, ઝબુકેછે દામની, હાથી ઝોખા ખાય, ધુવેછે એમ કામની ૩૩૭

સરવે સાહેલીઓ જાણે પુતળીઓની હાર બેઠી હોય તેવી શોભા થઇ રહી છે, પછી સાવળીંગાએ વિચાર્યું કે, મેં રાજાને બાગમાં મોકલ્યા છે, ને હું અહીંઆ રમત કરૂં છુ તેથી અકળાશે. માટે હવે જાઊં એમ ધારી પોતે ઉઠી એટલે સરવે સાહેલીઓ પણ ઊઠી, ને શાવળીંગાને કહેછે કે બાઈતમે કહેતાં હતાં કે બાગમાં ફળ, ફુલને મેવા ખાવાનો છે તે ક્યાં છે ત્યારે શાવળીંગા મનમાં વિચાર કરેછે, આ પાપને સાથે તેડી જઇશ તો મારો જોમ

નહિં બને, માટે મૂકીને જાઊં એમ ધારી સાહેલીઓને કહે છે

**સોહલો**—જોવા જેવો ચંદન બાગજ છેય,ને ત્યાં એક આળીગાળો માળીજ રહે, જુઠી જુઠી સાખ્યું ભરે, ને દરબારૂમાં દંડજ કરે. ૩૩૮

હે બેહેન બાગ તો જોવા જેવો છે, પણ માંહી એક માળીછે તે દરબારમાં જુઠું કહી દંડ કરાવે છે, તે હમણાં બાગમાં ગયો છે તે ઘેર જશે. એટલે આપણે જઇશું; ત્યાં સુધી આંખ મીચા મણી રમીએ. પછી એકની આંખ મીચીને બીજી સંતાવા કાજે જુદી જુદી નાઠી ને શાવળીંગા નાઠી તેવીજ બાગમાં ગઈ.

**દોહરો**—સામારે આંબા આંબલીને, વળી દીઠી છે ડાહાડમ અને દ્રાક્ષ; આસોપાલવને ઓળવેરે, ગોરીએ કેળોમાં પાડીછેરે વાટ

સાવળીંગા પોતે આસોપાલવના ઝાડને ઓથે થઈ કેળોમાં ર સ્તો પાડી ફુલના છોડ ખુંદતી ચાલી જાયછે કેમકે, એને કોઇની બીક છે કે મને એનો ધણી ખીજશે. બાગના માલીક તો એને તાબે થઇ એના પેરેલા આવી બેઠાછે. હવે શાવળીંગા રાજા પાસે ગઈ ત્ય; બંને જણ એક એક નાગળામાં હાથ નાંખી બાગમાં ફરે છે.

**દોહરો**—શિરપર છુટી લટીઆંને, વળી છુટેરે પટે ચાલ્યા જાય. પદમણીને તો પ્રેમ ઘણોને, લાલજ આંખો જોને થાય. ૩૪૦

શાવળીંગાને સદેવંત બંને જણ મહા કામાતુર થયાંછે. તે શા વળીંગાના માથાના વાળની લટો છુટી થઇ ગઈ છે, ને કામના કેફમાં આંખો લાલ ઘુમ થઇ રહી રહીછે. ને પોતાને થંડા પવનથી ને ફુલની સુગંધથી, ઘણો ઘણો પ્રેમ ચઢે છે. પછી પોતે સદેવંતનો હાથ ઝાલી ચંપાની ઘટામાં જઈ બેઠી ને સદેવંતને કહેછે.

**ચોપાઇ**—ઓ અલબેલા રાજ, ભલે તમે આવીઆ; સુડાને હાથે સંદેશ, લખીને તેડાવીઆ. ૩૪૧ હુંવારી મરા રાજ, વારી વારી વારીઆં; વચનુના બાંધ્યા કોય, જનમારો હમે હારીયાં. ૩૪૨ અમે આવ્યા રાજ, તમારીરે વાડીયે; છેલ છબીલા શામ, આવોને મોજું માણીયે. ૩૪૩

શાવળીંગા સદેવંતને ઘણા પ્રેમથી કહે છે કે હે મહારાજ આજ-

તો તમારી વાડીએ આવીછું. માટે મને ઘણો આનંદ થયો છે. તેમ તેમ સદેવંત પણ પોતે તેનાં મીઠાં અમૃત જેવાં વેણ સાંભળી મહા કામાતુર થયો છે. ને તેના નેણુની અદાએ કરીને તેનું કોમળ હૃદય ભેદાઈ જઇ મહા ગાંડોતુર થઇ રહ્યો છે. ને શાવળીંગાના મોંઢાને હાથ વતી ખુબ દબાવે છે, ને તેના કોમળ જે કમળ પત્ર જેવાં અધર ઉપર ચુંબન કરેછે.

**ચોપાઈ**—અલબેલે કીધી અલવ, નાંખી ગળામાં બાંવડી; ઉભા છે જોડા જોડ, ચંપા કેરી છાંયડી ૩૪૪ મેલોને છબીલાશામ મોઢુ મારૂં ભાંગશે; અમે ચુકી કહીશું વેણ, કડવાં તમને લાગશે. ૩૪૫

શાવળીંગા કહે હે મહારાજ, તમે મોઢું દબાવો છો તે દુખવા આવ્યું, ને ભાગી જશે. ને પછીતમને કહીશુ એટલે રીશ ચડતાં વાર નહીં લાગે. માટે મોં મુકી દો. એવું કહેતાંજ સદેવંતને રીસ ચડી, કે રાંડને હું હેતમાં પ્યાર કરૂંછું ત્યારે આ વળી એની મોટાઈમાં જાયછે. તેથી પોતે આઘા જઈ બેઠા. ને શાવળીંગાને કહેછે.

**ચોપાઈ**—ઓરે નારી અજાણ, શું મારે નથી પ્રીતડી; લેવ આવ્યો તો કોય; રાણીજીની રીતડી ૩૪૬ પ્રીત્યુંનારે પરિયાણ, તેતે અમે જાણીયા; આલો અમારી રીત, વાહાલા કરો વાણીયા. ૩૪૭

હે સ્ત્રિ તું ન જાણીશ કે તને હુ વળગતો આવું. પણ મે તારી પ્રિત જાણી માટે મારી રાણીજીની રીત પાછી આપ અને તારા જે વાણીઆ આવ્યા છે. તેમને વાહાલા કર. મારે તારો ખપ નથી આવાં રાજાનાં રીસનાં વચન સાંભળી શાવળીંગા નરમ થઇ મનમાં કહે છે કે હું તો હસતાં હસતાં કહેતીતી ને આતો પાછા રીશાયા. હવે સમજાવું. એમ કહી કહે છે.

**ચોપાઈ**—રાજા સોળ સાહેલીનો સાથ, જીવન જોતે ઓ રહી; નાંખી ગળામાં હાથ, હંબોડલારે લે રહી. ૩૪૮ હેતે દબાવ્યુ મોંઢું હાથ, મોઢુંરે મારૂં ભાગશે; મજથી કેમ દેવાશે ગાળ, લાખેણા રાજા લાજશે. ૩૪૯

હે રાજા તમે તો મને હસ્તે મોં દબાવ્યું હશે પણ મારૂં મોઢું

મસ દુખ્યું ત્યારે મેં તમને કહ્યું. જો તમને કંઇ આડો જવાબ આપું તો આપની પાસે રીસનું તો વસાંણુંજ છે. તેથી મેં વિચાર કરીનેજ આપને કહ્યું કંઈ તમે મને ઓછા વ્હાલાછો કે તમને ગાળ દેઉં રાજા કહે ઘડીમાં હસાવેછે ને ઘડીમાં તરછોડી નાખેછે, ને ઘડી પછી તું તો પરણીને જવાની છું. માટે મારેતો પ્રિત કરવી નથી. ઘડી સારૂં કયાં પાછો તારા પાછળ સોચના કરતો ફરૂં. તે સાંભળી શાવળીંગા કહે છે.

**દોહરો**—સુણ સદેવંત શાવળીંગા કહેને, વળી એવું શું બોલોછોરે આપ; પણ વરૂતો સદેવંત કુંવરનેરે, વળી બીજા મારે ભાઈને બાપ. ૩૫૦

હે રાજા તમે કહોછો કે, તું પરણીને કાલે સાસરે જઈશ પણ આ મારૂં વચન કે, પરણું તો સદેવંત કુંવરને, નીકર બીજા બધા દૂનીઆમાં મારે ભાઈ બાપછે. શાવળીંગાએ શોગન ખાધા એટલે રાજા ખુશિ થઈ કહે છે.

**દોહરો**—સુણ શાવળીંગા સદેવંત કહે ને, વળી હૈયામાં રાખજો વિચાર; કોલ આલ્યા તે પાળજોરે, નીકર ધરતી નથી ઢાંકણહાર

હે શાવળીંગા તું આ કોલ આપેછે, પણ વિચાર કરજે, જો નહી પળે તો તારીને મારી બેની લોથો રઝળશે. શાવળીંગા કહે કે મહારાજ કોલ કેમ, ને લોથો કેમ રઝળશે. ને તમે એ શું બોલો છો. હુંતો કાંઈ સમજતી નથી ત્યારે સદેવંત કહેછે.

**દોહરો**—જેવા આલ્યા ગોરની વાડીએને, વળી એવાતો અહીંયાં તું માન; કુડ કપટ તજો માનનીને, વળી અમે તમારારે મેમાન.

હે શાવળીંગા તેં ગોરની વાડીએ આપા હતા અને અહીંયાં આપેછે તેવાં પાળજે. ને તારા મનમાં મશકરીને કપટ કાઢી નાંખજે. આવું સાંભળી શાવળીંગા ખુશિ થઇ રાજાનો ઘણો આગ્રહ જોઈ પોતે રાજાને લેઇ ચંપાની ગટામાં જઈ પોતાનું ચીર પાથરી બંને જણ બેઠાં.

**ચોપાઈ**—ચોવડ કીધાં ચીર, પીતાંબર પાથરયા; નાખી ગળામાં હાથ, સજને સાદ કરયાં. ૩૫૩ બેઠાંરે જોડા જોડ, લાગે બહુ સા-

રીયાં; નાની સરખી સાહેલીએ, આવીને પોકારીઆં ૩૫૪ જ્યાં બંને જણુ ચંપાની ગટામાં ચીર પાથરી બેઠા છે. એટલામાં નાની સરખી સાહેલી હતી તે બીજીઓને તેડીને ખોળતી ખોળતી બાગમાં આવી. શાવળીંગાને બોલાવી એ સાંભળતાં શાવળીંગા પોતે ઝટપટ ઉઠી, ને રાજા પોતે આશોપાલવના ઝાડ ઓથે સંતાયા. હવે શાવળીંગાને સાહેલી કહેછે કે, તું કોની સાથે વાતો કરતી હતી શાવળીંગા કહે તું આંધળી થઇ હઇશ. તારો બાપ કોણ છે ? અહીં હોય તો જો હુંતો આપણે રમતાં હતાં તે વખત સંતાવાને બાગમાં દોડી તે દોડતાં ગને કળ ચઢી એટલે મારૂં ચીર પાથરી અહીં સુતી સુતી ઊંઊં કરતી હતી તે તેં જાણ્યું કે, કોઇની સાથે બોલેછે. તે સાંભળી નાની સાહેલી કહેછે.

**દોહરો**—સુણો મારી સાહેલડીને, તમે કોક સાથે કરતાં હતાં વાત; તમને જોવાને અમે આવીઆંને, વળી સોળ સાહેલીનો સાથ

હે સાવળીંગા તું વાત કરતી હતી તે અમે નજરે જોયું. ને તું જુઠ્ઠું કેમ બોલેછે. આવાં તેનાં વચન સાંભળી શાવળીંગા રીશ ચડાવી નાની સાહેલીને કહેછે.

**દોહરો**—નાનીરે સરખી સાહેલડીને, વળી મરજોરે તારો જેને વીર; વાલમ મારો વિયોગે ગયોને, હુંતો સુખ ન પામી શરીર.

હે રાંડ તારાં મૂળ વઢાયાં ને તેં મારી પેર બગાડી એમ કહી સાહેલીઓને લેઇ ઘર ભણી ચાલી. રસ્તામાં ચાલતાં વાડીના ઝાંપા આગળ મહાદેવનું ડેહેરૂં હતું તેમાં શાવળીંગા દર્શન કરવા ગઈ, ત્યાં મહાદેવને કહેછે.

**ચોપાઇ**—ડેહેરા એટલા દેવ, પથરા મેં તો જાણીઆં; સાદ સોનાનાં છત્ર, સદાશીવને માનીઆં ૩૫૭ અલબેલો મારો રાજ, મીઠી નજરે ભાળશું; શોના કેરાં છત્ર, સદાશીવને ચડાવશું. ૩૫૮

પોતે સદાશીવને કહેછે કે, જ્યારે મારા રાજાને અમે મળીશું ત્યારે તમને સોનાનાં છત્ર ચડાવીશું. એવી માનતા માની પોતે ઘર ભણી ચાલી. સદેવંત પોતે પેલી નાની સાહેલીને ગાળો દેતા દેતા

પોતાને મેહુલે ગયા. હવે શાવળીંગાના બાપ જાન તેડી લાવ્યા. અને હવેલીઓમાં ઉતારા આપ્યા પછી શેઠે ફુલેકાનો વરઘોડો ચડાવવાની તઇયારી કરી. અને મોટા મોટા શાહુકારોને વરઘોડે આવવાને સારૂ તેડાં મોકલ્યાં પછી શાવળીંગાને પીઠી ચોળવા સારૂ બોલાવે છે. તો શાવળીંગા નથી શેઠ કહે આ વખત તે કયાં ગઈ હશે: એમ કહી સિપાઈઓને ખોળવા મોકલ્યા તેમને શાવળીંગા આવતી સામી મળી. તે જોઈ સિપાઈ કહેછે. હે બાઈ વરઘોડાની તઇયારી થઇ છે ને તમે કયાં રમવા ગયાં હતાં ઘર આગળ શેઠ ખિજે છે. તે શાંભળી શાવળીંગા ઉતાવળી ઉતાવળી ઘર આગળ આવી, એટલે સરવે સાહેલીઓ પીઠી ચોળવા મંડી ગઇ.

**સોહલો**—કંકુને કેસર ઘોળાય, પદમણને પીઠાયુરે ચોળાય; સરખી સાહેલીયું મંગળ ગાય, પદમણી ઉપર રૂડા પડદા થાય.

શાવળીંગાને ત્યાં સાહેલીઓએ પીઠી ચોળી નવરાવી વસ્ત્ર શણગાર પહેરાવી તઇયાર કરી હવે પદમાશા શેઠે સિપાઇને બોલાવી કહ્યું કે, રાજાને ત્યાં જઈ કહો કે, પદમાશા શેઠની દીકરીનું આજ લગન છે, માટે ફુલેકાનો વરઘોડો ચડવાનો છે તેથી આપ સ્વારી લેઇ વહેલા પધારજો. સિપાઇ ત્યાંથી રાજા પાસે આવીને કહ્યું. એટલે રાજાએ પોતાની સ્વારી તઇયાર કરાવી. અને સદેવંત કુંવરને સાથે લેઈ જવા સારૂ બોલાવ્યા. કે ભાઇ આપણા નગર શેઠ પદમાશાની કુંવરીનું લગનછે. તેનો વરઘોડો ચડાવાનો છે, માટે ત્યાં જવું છે, તે તું ચાલ. ત્યારે સદેવંત પોતે કહેછે કે પિતા આજ મારા શરીરને સુખ નથી. ને મારૂં માથું દુ:ખેછે તેથી હું નો નહિ આવું. તમે એકલા જાવ. (મનમાં કે રાંડ એકાંતે મળીને ત્યાંથી પાછા આવ્યા તો પછી આ ઘણા લોકમાં શૂં વળવાનું. મુઓ શેઠ ને મુઈ એની છોડી કે વગર દુ:ખે માંદા થવું પડેછે.) પછી રાજા પોતે હાથી, ઘોડા, પાલખીઓ, ને રથ લેઇ શેઠને ત્યાં આવ્યા. એટલે સર્વે લોક તઇયાર થયા, ને પછી કન્યાને ઘોડે બેસારી એટલે વાજીંત્ર વાઘવા માંડ્યા.

**ચોપાઈ**—ધી ધી વાગ્યાં ઢોલ, ત્રંબાળું જેને ગડગડ્યાં; અમીરને ઉમરાવ, સાથે સરવે પરવર્યા. ૩૬૦ ત્રંબક વાગ્યાં જેને તુર, સરણાઇએ સાદપુરીઆ; ગીડ ગીડ વાગે નોબત, તાંસાં વાગે સુરીઆં ૩૬૧ પાલખીઓને સુખપાલ, હાથી ઘોડા હળ ભળે; સારા શેહેરના લોક, કુલેકું જોવા મળે. ૩૬૧ શાખા બાંધી શાલી વાહન, મોટે માંડવ આવીઆ; માંડવા કેરી માંય, આ વકા લેઇ વધાવીઆ. ૩૬૩ સાથે સારા લોક, વેપારી વાણીઆ; ઇંદ્રિનારે અવસાન, એણીપેર આણીઆ. ૩૬૪ ઘોળાને ધવળાચાર, રથ લેઇ જોતર્યા. તાતા જે તોખાર, ભેળા લેઈ પાખર્યા. ૩૬૫

એવી ધામધુમથી વરઘોડો ચઢી બજારની વચે સોનેરીઆ ચોકમાં આવ્યો. ને ત્યાં વાજીંત્રની ધુમ મચી રહી. તથા બંદુકોને તમંચા છુટી રહ્યા છે, તેનો અવાજ સદેવંત કુંવર સુતા છે, ત્યાં આવ્યો. તે સાંભળી રાજા કહે વરઘોડો તો મોટી ધામધુમથી ચડયો છે, તે જોઉ તો ખરો, એમ ધારી પોતે જોવા સારૂં અગાશી ઉપર ચડ્યા ને જુવે છે તો ઇંદ્ર ઘટા થઇ રહીછે, ને તમામ રસ્તો લોકોથી ભરાઈ ગયોછે કે ચાલવાની પણ જગો નથી. ને વરઘોડામાં છત્રીઓ, આબદાગરીઓને ચમર ઢળી રહાછે તે જોઇ સદેવંત પોતે ખુશી થયા, ને કહે છે કે, આમા મેળો તો નહી થાય પણ જોઊં તો ખરો કે તેણે કેવા શણગાર પેહેર્યા છે. એવું ધારી પોતે હેઠા મેહેલમાં આવી પોતાના અમૂલ્ય શણગાર સજેછે.

**દોહરો**—જરકશીનો જામો પેર્યોને, વળી માંથે તે કસબીરે મોળ; રત્ન જડીત શીરપેચ બાંધીયો, તે દીસે છે ઝાકમ ઝોળ.
કલગી તોરા શોભતાને, વળી ગળે મોતીયન કેરો હાર; કમરે શેલાં લપેટીયાંને, તેમાં ઝુકી રહીરે તલવાર. ૩૬૭

**ચોપાઈ**—ઝુકી રહીરે તલવાર, કામરૂપ જાણીઆ; સજ્યા શોભિતા હથિયાર, તરકસ લેઈ તાણીયા. ૩૬૮ તરકસ તીર કમાન, હેમજડ્યા હારલા; સાજ સોનેરી ઘરકાવ, કટારાં છે વાંકડા. ગડગેંડાની ઢાલ, ભાલા જેને ઝળ હળે; એકલડા રાજકુંમાર,

મોહોલામાંથી ઉતરે. ૩૭૦

હવે સદેવંત પોને બની ઠણી મેહેલમાંથી ઉતરયા, ને ઘોડાની ઘોડાળમાં ઘોડા જુવે છે તો સામાન સહીત ઘોડો તઈયાર છે, કે મકે પેહેલ વેહેલા કુંવર રાજાની સાથે સ્વારીમાં જવાના હતા. તેથી રાવને સામાન કશી તઈયાર કર્યો હતો, પણ કુંવરે ના કહી તેથી રાવત ઘોડાને એમને એમ મુકી વરઘોડો જોવા ગયો. તેથી રાજાને તે તઈયાર મળ્યો. એટલે પોતે ઘોડેસ્વાર થઇ ચાલ્યા.

**ચોપાઈ**—એકલડા અસવાર, દરબારૂમાંથી નિસર્યા; સાજ સોનેરી ઘરકાવ, વાગે ઘોડાને ઘુઘરા. ૩૭૧.

આવી તરેહથી ઘોડાને શણગાર પેહેરાવેલો તેના ઉપર સ્વાર થઈ વરઘોડા સામે જાયછે, તો સાજનનું લોક કુંવરનું રૂપ જોઈ ઘણા ખુશી થયા.

**ચોપાઇ**—મહાજન મોટા લોક, કુંવરને વખાણીયા; આવ્યા સોનેરી ચોક માંય, તેજીને લેઇ તાણીયા ૩૭૨.

જ્યાં સદેવંત સોનેરી ચોકમાં આવ્યો ને કન્યાનો ઘોડો જોયો, એટલે પોતે રેવંતને ખેંચી પોતે તેની થડમાં જઇ ઘોડાને ધીધીરે ચલાવવા માંડયો. અને ચાલતાં ચાલતાં વરઘોડો ફરી રહેવ આવ્યો. પણ શાવળીંગા સદેવંતના સામું જોતી નથી તેથી રાજા ગુસ્સે થઈ મનને કહેછે કે, રાંડ મને તો કહેતી હતી કે મારે તમારા વિના બીજા ભાઈને બાપ છે ને આતો પરણવામાં ગાંડી તુર થઈ ગઇછે તેથી ચાલ પાછા એમ ધારી પોતાના રેવંતને ચાબક મારી કહેછે.

**દોહરો**—હે હે હેમણ આપણાને, વળી ન કર પરાઇરે આશ; આ કાગળની છે વાડીયુંને, એમાં નથી સોરંગીની વાસ ૩૭૩.

**સોહલો**—એમાં નથી સોરંગીની વાસ, કે અમથો જીવ મારો ફરેરે ઉદાશ; જોબન મારૂ બાળે વેશ, હવે લખ્યુંછે મારે દેશ પરદેશ.

રાજા પોતે કહેછે. ઘોડા ઘેર ચાલ. આ કાગળની વાડીમાં સોરંગીની વાસ ક્યાંથી હોય ને અમથા ઉદાશ થવું પડેછે આવા

સદેવંતના રીસના અવાજ સાંભળી સાવળીંગા વિચાર કરેછે કે રાજાના સામું મેં ના જોયું તેથી રીસાયા, પણ શું કરૂં આટલા લોકમાં કેમ બોલાવાય, પણ જો ફુલેકુ ઉતરે ને હું મેહેલમાં ગણેશ આગળ વર તોરણે આવે ત્યાં સુધી એકલી રહીશ. તે વખત સ્ત્રીનું રૂપ લેઇ આવે તો મેળાપ થાય એમ ધારી પોતે રાજાને સાન કરી સમજાવે છે.

દોહરો— સુંદર શ્રીફળ હાથે ધરીને, ગોરી ચુડીયું રે ખખડાવે આઘીરે ઓઢી ચુંદડીને, વળી સાનુંમેં સમજાવે. ૩૮૩

શાવળીંગા પોતે એક હાથે શીફળ લેઈ બીજે હાથ ઉંચો કરી, ચુંદડીનો ઘુંઘટો તાણી, ચુડીઓ ખખડાવી, રાજાને બતાવ્યું કે તમે સ્ત્રી થઈ મારા મેહેલે આવો. સદેવંત પોતે ચતુર હતો તે સમજી ગયો કે મને સ્ત્રીના વેશે તેડેછે. તેથી હું સ્ત્રીનું રૂપ લેઈને જાઊં. એમ ધારી પોતે ત્યાંથી નીકળી પોતાને મેહેલે આવ્યો; હવે વરઘોડો ફરતો ફરતોજાનીવાસા પાસેથઈ ઘર આગળ આવ્યો ને ઊતર્યો એટલે શાવળીંગા મેહેલમાં ગણેશ થાપના આગળ જઇ બેઠી. અને સાહેલીઓ સરવે નીચે ગાવા લાગી. શાવળીંગા વિચાર કરેછે કે આવામાં રાજા આવે તો ઠીક થાય. હવે સદેવંત કુંવર પોતાના મેહેલમાં જઈ સ્ત્રીનો પોશાક પેહેરવા માટે રાણી પાટમદેની પેટીઓ ઉઘાડી તેમાંથી સોળે શણગાર લેઈ પેહેરયા. અને જે અમુલ્ય રાણીની સાડી હતી તે પેહેરી પણ ફકત હીરારત્નની જે જડીત વાળી નાકે પહેરવા જાયછે, પણ વેહે વિના નાકમાં રહેતી નથી તેથી વળખાં મારેછે. એટલામાં રાણી પાટમદે વરઘોડો જોવા અગાશી ઉપર ચડ્યાં હતાં ને વરઘોડો ઉતર્યો એટલે નીચે રંગ મેહેલમાં આવ્યાં, તો સદેવંત સ્ત્રી બનીને બેઠાછે ને વાળી નાકમાં નથી રહેતી તે દબાવે છે. એટલે પાટમદે ઓચિંતા કહેછે કે રાજા. વેહન હોય તો લાવો આ સોયો ઘોચી નવો પાડું. તમારા હાથે ઘોચતાં જીવ નહીં ચાલે. સદેવંત પાટમદેને જોઈ મનમાં ઘણા સરમાઇ ગયા. પછી પાટમદે રાજા પાસે આવી રાજાને કહેછે.

**ચોપાઈ**—કેમ કરી રહેશે મહારાજ, વેંવનાની વારીયું; આ નર ભાગી થયાછો નાર, તેતો મેં ભાળીયું. ૩૭૬ પુરૂષ તણો જોને વેશ, તમારોરે લાજશે; ઢળકતી મેલતાતા ઢાલ, તે આ ચુંદડી કેમ છાજશે. ૩૭૭.

હે મહારાજ આ ઢાલ બાંધતા હતા તે ચુંદડ. કેમ શોભશે ને આથી તમારો મરદનો વેશ તે લાજશે તે સાંભળી સદેવંત પોતે રાણીને કહેછે.

**કવિત**—રાજનકી નીત ગઇ, મીત્રનસે પ્રિત ગઇ; નારકી પ્રતીત ગઇ, જ્યાંહી જીયા ભાયોહે; શેખનકો ભાવ ગયો, પંચનકો નાવ ગયો, સાચકો પ્રભાવ ગયો, જુઠ હીસો આયો હે. મેઘનકી વૃષ્ટ ગઇ, ભૂમિસેતો નિષ્ટ ગઈ, સૃષ્ટિમે વિપરીત ઉઠધાયો હે. કીજીએ સહાય કૃપાળ, કહતહે મોતીલાલ, કહીણુ કરાળ કલુ કાળ ચલે આયોહે

હે સ્ત્રી તું કહેછે તો ખરી પણ એ વાતના ઘાવ જેને લાગ્યા હોય તેને પુછતો ખરી. તું મને શિખામણ દેછે પણ એમાં મોટા મોટા ગરક થઇ ગયા છે. તે સાંભળી રાણી કહેછે હે મહારાજ કોઈ તમારા જેવા નહિ થયા હોય, કે પરમેશ્વરે મરદનો અવતાર આપ્યો છે. ને હાથે વતી સ્ત્રીનો અવતાર ભોગવવા ઇછોછો. ( શુ માંસ ખાતા હશે તે હાડકાં કોટે બાંધી ફરતા હશે ) રાજા કહે રાંડ તું તારી ઝાંગ હાથવતી ઉઘાડીને બોજ઼ર ખુવેછે. પછી રાણી રાજા ઘણું ચીડાયાં એટલે છાના રહ્યા. પછી સદેવંત મેહેલમાંથી નીસરી રૂમઝુમ કરતા સાવળીંગાને મેહેલે ગયા. ત્યાં બાઈડીઓ ગાયછે. ને હયાહલ્ય થઈ રહીછે, તેમાં રાજા શાવળીંગાને ખોળામાં માંહી પેશી ડોકીયાં કરેછે. અને રાજા મેહેલમાં પેસવા જાયછે તો બાઈડીઓ ગોદા મારી બહાર કહાડેછે ને કહેછે કે રાંડ શવલીંગી આ કોણછે કે વચે અથડાયછે રાજા પોતે ધકાપાટુ ખાતા થાક્યા, પછી નીરાશ થઇ મનમાં કહેછે કે, રાંડે મારી મશ્કરી કરાવવાને સારૂ તેડાવ્યો, પછી પોતે મેહેલના સામે જઈ શરમવાન થઈ બેઠા ને આંખમાંથી ઝરઝર આંસું ઝરવા માંડ્યાં. શાવળીંગા રાજાને

જોવા સારૂ ઝરૂખે આવી જુવેછે તો રાજા વેગળે બેઠા છે. ને આંખમાં ઝળઝળીયાં આવ્યાંછે પછી ત્યાં રહી કહ્યું.

ચોપાઈ—ઊતારાની એકાંત, રૂદેમાં જાણીએ; છેલ છબીલા સ્યામ, આવોને મોજુમાણીએ ॥૩૭૯॥ ઓ અલબેલા રાજ, ભલે તમે આવીઆ; આ ગોપીયુંના વેશ, ભલે તમે ભજાવીયા. ૩૮૦

આવું સાંભળતાં સદેવંતે ઉંચું જોયું એટલે શાવળીંગા દીઠી, પછી શાવળીંગાએ ઈસારત કરી કહ્યું કે આ પાછળ બારીએ આવો. પછી સદેવંત પાછળ બારીએ થઈ શાવળીંગાના મેહેલમાં ગયા. ત્યાં સાવળીંગાયે પોતાના રંગ મેહેલમાં પલંગ, ખુરશી કોચ અને પાટો ઢાળી મુકીછે તેના ઊપર મુખમલની તળાઇઓ, ઓશિકાંઓ વિગેરે તરેહ તરેહનાં ઉપર બીછાનાં પાથરી દીધાં છે. અને રાજાને વાસ્તે ખાવાને દુધ, સાકર, બદામ, પીસ્તાં, ચારોળી દ્રાક્ષ, અખરોટ, કીસમીસ, બીજોરાં, અંગુર, નાળીએર, અંજીર નારંગી વીગેરે નાના પ્રકારનો મેવો મૂખ આગળ લાવીને મુકયો છે અને મુખવાસ સારૂ પાન, સોપારી, અલાયચી, જાયફળ જાવંતરી, તજ, લવિંગ, અને કસ્તુરી એવા અનેક પ્રકારના ખુશબોદાર તેજાના લાવી મુકયા. અને તમામ રંગ મેહેલમાં અત્તરની ખુશબો ઉડી રહીછે તે જોઈ સદેવત ઘણો મનમાં ખુશી થયો, કે આવુ સુખ મેં મારી રાણીથી નથી ભોગવ્યું. પછી શાવળીંગાને સદેવંત કહેછે.

ચોપાઈ—નકર બેઠા જોડ, કહું એક વાતડી, શાવળીંગા તુજ વિના, મને કેમ જાશે રાતડી ॥૩૮૧॥ નાના થાજો નાર, પુગી મારી પ્રીતડી હુતેને પ્રીતે કોય, આલો રાણીજીની રીતડી ॥૩૮૨॥ મુખ દીઠે દુઃખ થાય, જ્યારે નેણા ભાળીએ, ચઢયો કસુંબી રંગ, તે ધોઈ ધોઇને ટાળાયે ॥૩૮૩॥ સઉથી ઊત્તમ જાત, તમારી નાતડી સુણ શાવળીંગા નાર, માનો અમારી વાતડી. ॥૩૮૪॥

હે શાવળીંગા કાલે તો તું જઈશ, અને ગયા પછી મારી રાત કેમ જશે, માટે તું મારી રાણીજીનીરીત પાછી આપ, એટલે હું મારે ઘેર

જાણી, કેમકે તું પરણી સવારે ચાલતી થાય ને મારે પછી તારા પાછળ ઝુરી ઝુરીને મરવું પડે. તે સાંભળી શાવળીંગા રાજાને કહેછે.

દોહરો—આ જીભથી જાવો નહી કહું ને, વળી રહોને અજુ નીરે રાત; આવી એકાંતુ નહિ મળે ને, રાજા કરોને વાહાલેશરી વાત. ॥૩૮૫॥

**ચોપાઇ**

સારાં સારાં બેશ આપ્યાં બેસવા બીછાવણા; જાજમને, જલેચ, પાથરણા પાથર્યાં. ॥૩૮૬॥ અલવીલા રાજા અલવું તારી જાણીએ; છેલ છબીલા શામ, આવો ને મોજું માંણીએ. ॥૩૮૭॥

હે રાજા હું તો આ જીભે જાવ નહિં કહું ને આવી તમને એકાંત નહિં મળે, માટે બેસો પછી એમ કહી રાણી રાજાનો હાથ ઝાલી બંને પલંગ ઉપર બેઠાં હવે સદેવંતને પાછું ઓછું લાગ્યું, તેથી શાવળીંગાને કહેછે.

ચોપાઇ—હોયકર જોડી કોય, કામન તુને કરગરૂં; આપુ માલ અપાર, સાસરવાસો હું કરૂં ॥૩૮૮॥ સમજુ થાજે નાર, પુગી માહારે પ્રીતડી; હેતેને પ્રીતે આલજો, મને રાણીજીની રીતડી.

હે સ્ત્રિ હું તને ખરૂં કહુંછું કે હજુ સુધી તારેને મારે કાંઈપણ છે નહીં. માટે તને કહે તો સાસર વાસો કરૂં ને તું કહે તે આપું અને મને મૂકી દે તે સાંભળી શાવળીંગા દીલગીર થઇ કહેછે.

ચોપાઇ—નહી આલું રાણીજીની રીત સાંભળો વાતડી; નથી ગમતી જરાય, માજનીઆની નાતડી ૩૯૦ કડવા લાગેછે કોય વેહેપારી સુને વાણીઆ; પેહેરાવો પાટમહેના શણગાર, કરીલ્યો રાણીયા.

હે મહારાજ મને જરાપણ આ નાત ગમતી નથી. અને હું તો તમારી રાણી થઈ ચુકી છું ત્યારે સદેવંત કહેછે.

ચોપાઇ—નાનાં કહેતા નાર, પરાણે ન હોય પ્રિતડી; માજનને ઘેર ના આલું, મારી રાજ વળાની રીતડી. ૩૯૨ રાજવળાની તલબ, તે જાણે અમારી રાણીઆં; મોજું કયાંથી માંણો, વેપારી તમે વાણીઆ ॥૩૯૩॥

હે સ્ત્રિ તું પરાણે પ્રિત કરીશ એમાં શું તે સાંભળી શાવ-

વળીંગા પોતે રૂદન કરેછે ને કહેછે.

ચોપાઈ—છળ કરીને કોય, રાજા તમે મુંને છેતરી; આવા નમેગ થયા નાથ, માથે તમે ઝાઝી કરી. ॥૩૯૪॥ આતમ પ્રાણ આધાર, જીવું નહીં તે જાણીયે; સાચું માનજો શામ, પ્રાણ નકી પાડીએ. ॥૩૯૫॥

હે રાજા તમે જ્યારે એમ કરશો તો હું મારા પ્રાણ મૂકીશ, તે સાંભળી સદેવંત કહેછે.

ચોપાઇ—તારો સઈઅરૂમાં ચેરો થાગ તે તો અમે જાણીએ લગડતી ચાલનો ધણી, ગમતો નથી વાણીઓ. ॥૩૯૬॥

રાજા દયા લાવી શાવળીંગાનો આગ્રહ જોઈ મહા કામાતુર થઇ રહ્યા ને શાવળીંગાના ગળામાં હાથ નાખી પલંગ ઉપર જઇ બેઠા પછી શાવળીંગા ખુશી થઇ કહેછે.

ચોપાઇ—મુગીપરનારાજ પધાર્યા મારા ઢોલીએ, ધનધન મારો અવતાર, લાડ શ્રે ી લાવો લીજીએ. ॥૩૯૭॥ હૈયા કેરા હેત બેદરે બનાવીઆ; લીલાવતી નણદે, આવી ને પોકારીઆ.

જ્યાં ઘણા પ્રેમમાં એક એકના ગળામાં હાથ નાખી બેઠા છે. એટલામાં લીલાવતી જે નણંદ હતી તે ને બીજી તેની સાહેલીઓને દેવજી વ્યાસ કન્યાને ચૂડો ને પાનેતર પેહેરવાનું લેઇને આવ્યા ને શાવળીંગાને બહારથી હાક મારી તે સાંભળી રાજાને કહેછે કે કેમ કરી શું, રાજા કહે બોગ તારા મેં તો તને કહ્યું કે તું મને જવા દે, પણ તને વાતોનો સ્વાદ રહી ગયો હતો તે હવે કર આપણો પરમેશ્વરજ આપણને અનુકુળ નથી કેમકે જરા હર્ષમાં આવીએ છીએ ને એટલામાં કારોતરીઓ ક્યાંથી આવેછે. જો વાડીએ ગયા તો કાણીઓ મળ્યો. ને ચંદન બાગમાં રાંડ છોકરી આવીને અહીંયાં તારી નણંદે ઘાટ બગાડયો હવે તો તને સુઝે તેમ કર તે સાંભળી શાવળીંગા કહેછે.

ચોપાઈ—કંથા તમે દેવળ જાવ, ત્યાં અમે આવશું; વાડી સંધા બોલ, ત્યાં અમે પાળશું ॥૩૯૮॥ રમશું સારી રાત, મોજું

આપણુ માનશું, અમે પર દેશી મેમાન, સવારે ઉઠી ચાલશું.

હે મહારાજ તમે દેવળમાં જાવ હું ત્યાં ગમે તેમ કરી રાત્રે આવીશ. તે સાંભળી સદેવંત કહેછે.

**ચોપાઈ**—દીન આથમ્યા કેડે કોય, પગ બહાર કેમ કહાડીએ, આપણ મોટા ના પરમાણ, વેણ કેમ વાઢીએ ॥૪૦૧॥ કામનાં દેવળ કોય, અમે તો નહિં આવીએ, કહું છુ સાચી વાત, રૂદેમાં જાણીયે. ॥૪૦૨॥

હે શાવળીંગા આપણું મોટાના છોરૂ થઇ રાતને પોહોર બહારૂ જઇએ ને કદી ઘરમાંથી ના કહે તો તેનું વચન કેમ લોપાય, માટે હું તો નહિ આવું. તે સાંભળી શાવળીંગા કહેછે.

**ચોપાઈ**—ક્યાં દેવળ કોય, અમે તો આવીશું વાઢી અમારાં શીશ, શક્તિને ચઢાવશું ॥૪૦૩॥ જો જો સાચી ખોટી વાત, સવારે સંભળાવશું; પદમણ કહેછે રાય, પ્રાણ અમે પાડશું.

હે મહારાજ તમે નહિં આવો તો અમે અમારી મેળે જઈ ત્યાં માથું વાઢી શક્તિને અરપણ કરીશું. આવા શાવળીંગાના અવાજ સાંભળી સદેવંત કહેછે.

**ચોપાઈ**—કામન શાને કાજ, પ્રાણ તમે પાડશો; ઠાલા ઠાલા દોશ, અમને શીદ ચડાવશો. ૪૦૫ તારી લોકમાં અકીરતી થાય, એવુંરે શીદ કરીએ; હુંશે આવ્યો વણિક, હેતે તેને વરીએ. ૪૦૬

હે ભુંડી તું શીદને મરીશ.; ને અમને અમસ્તો દોશ ચડાવેછે. તારી લોકમાં અપકીરતી થશે, હે ભુંડી તને જરાએ વાણીઓ ગમતો નથી, માટે જો તું મારાજ સારૂ મરીશ તો હું ગમે તેમ કરી દેવળ આવીશ અને તું મરીશ નહિં. એમ કહી રાજા પલંગ ઉપરથી ઉઠી મેહેલમાં ચાલવા જાયછે. એવામાં રાજાના પગનો ઠણકારો જોઈ નિચેથી લીલાવતી નણંદ બોલી.

**ચોપાઇ**—જેના ધમકે પડીઆ પાઉ, નેવર જોને વાગીઆં; એ નરના આચાર, એતો નહિં નારીઆં. ૪૦૭

લીલાવતીનો અવાજ સાંભળી સદેવંત મનમાં કહેછે કે, મને

ઓળખ્યો ખંરો તો હવે પૂરો ઓળખાણ. એમ ધારી લીલાવતી બારણા વચે ઉભી હતી. તેને ધકો મારી ચાલી ગયો. તે જોઈ લીલાવતી શાવળીંગાને કહેછે.

**ચોપાઈ**—કોણીનો કીધો ઘાવ, હાથ રસ લેઈ ગયો; વહુજી સાચું માન, એ નારી કે પુરૂષાઓ. ૪૦૮.

હે શાવળીંગા મને કોઇ આ પુરૂષ જેવું લાગેછે. તે સાંભળી સાવળીંગા કહેછે.

**ચોપાઈ**—અમે ભણનારા એક નિશાળ, રાજાની છે કુંવરી; વેવણ માટે તું જાણ, અલબેલીએ અવલ કરી. ૪૦૯ જમતાં એકજ થાળ, સુતાં એકજ સેજડી, નણદલ સાચું માન, એતો છે સાહેલડી. ૪૧૦

હે નણંદ એ રાજાની કુંવરી છે. ને મારે એને નાનપણમાં સે પણાં છે. અમે ને એ બંને એક નિશાળે ભણતાં, એક થાળમાં ભેગાં જમતાં અને સુઇ પણ એક સજ્જાએ રેહતાં. તમને વેવણ જાણી તે અળવીતરૂં કરી ગઈ હશે. આવી નણંદ ભોજાઈની રકજક સાંભળી સાથે આવેલી સ્ત્રીઓ લીલાવતીને કહેછે.

**દોહરો**—ઊંચારે કુળની ગોરીઆંને, તમે નિચાંરે નમજો નાર, દુરથી દુરીજન હાંસુ હસેને, બાઈ કાંક રાખોને વિચાર. ૪૧૧

હે લીલાવતી તમે કાંઈ વિચાર કરતાં નથી. લો. આવું જોઈ તમારી મસ્કરી કરશે. પછી દેવજીવ્યાસ કહે તમે ચુડો પાનેતર ગણેશ આગળ મૂકો વર તો તોરણે આવ્યો છે. પછી રકજક કરતાં આખી રાત જશે. પછી લીલાવતી તે મૂકી બીજી સ્ત્રીઓ સાથે નીચે આવી ગાવા વળગી. હવે દેવજીવ્યાસ એકલા રહ્યા. ને શાવળીંગાને કહ્યું કે તું આ ચુડો પાનેતર પેહેર એમ કહી કહેછે.

**ચોપાઇ**—જાડે પાસે જાન, શેઠ રૂપાસા લાવીયા; ચડી ઘોડે અસવાર, તોરણે વળી આવીયા. ૪૧૨

શાવળીંગા શેઠ તોરણે આવ્યાછે. તે સાંભળી શાવળીંગા કહેછે.

**ચોપાઈ**—વરછે રૂડા કોય, અમે નહીં વરીએ; આવે મારા અ-

લએલા રાજ, તો શીર ઉપર ધરીએ. ૪૧૩ દેવજી દીલમાં વિચાર, ફેરા હુંતો નહિં ફરૂં; જતે દહાડે જોજો, પરણ્યો મારો પરહરૂં.૪૧૪ ઇચ્છાવર વરાય, તેતો અમે વરીએ; આવે મારો પૃથ્વિનો રાજ, તો શિર ઉપર ધરીએ. ૪૧૫ ચોરીના આંટા ચાર, ફેરા હુંતો નહિં ફરૂં; મરજો માને બાપ, શેઠ રૂપાશાને નહિ વરૂં. ૪૧૬

હે ગોર હુંતો આ પહેરવાની નથી ને આની સાથે પરણવાની નથી. મારા સદેવંત રાજાને હું વરી ચુકીછું ને જો પરાણે પરણાવશો તો જતે દહાડે તેને હું રઝળતો મૂકીશ. એમ કહી રૂપીયા ૫૦૦) ની મોતીની કંઠી દેવજીને આપી. દેવજી કહે તું કાંઇ એનો ઉપાય કર. શાવળીંગા કહે અમે સ્ત્રીજાત તેનો શો ઉપાય કરીએ. ત્યારે દેવજી કહેછે.

**સોહલો**—આભ ગાભને વર્ષા કાળ, સ્ત્રી ચરિત્રને રોતાં બાળ; એ વાતનો જે નિરણે કરે, તેને ઘેર શેદેવ જોશી પાણી ભરે. ૪૧૭

હે સ્ત્રિ જોકે સ્ત્રિનાં ચરિત્રને કોઇ પોહોચ્યું નથી. માટે તું કાંઈ સ્ત્રિ ચરિત્ર કર. પછી શાવળીંગાએ પોતાની એક લવિંગીઆ દાશી હતી તેને ચુડો પાનેતર પેહેરાવ્યું. ને કહ્યું કે આને લેઈ જઈ ગોર તમે ફેરા ફેરવો, પણ જો આ વાત બીજે કાને ન જાય. ગોર કહે સારૂં. અને દાસીને કહ્યું કે તું પરણી રહે. એટલે હું છે તે જાનીવાસામાં સુઇ રહુંછું ત્યાં આવી આ લુગડાં મને આપી જજે. એમ કહી દેવજીને દાશી બંનેને મોકલી પોતે જાનીવાસામાં જઈ સુતી. દેવજીવ્યાસ દાસીને ચોરીમાં લાવી બેસારી. હવે સદેવંત કુંવર પોતે સ્ત્રિને વેશે જેવા શાવળીંગાના મેહેલમાંથી નિકળ્યા તેવા નિચે ઉભા રહ્યા હતા મનમાં કે જોઉ મને ના કહેતી હતી તે પરણે છે કે નહિં. એટલામાં પેલી દાશીને જોઇ એટલે એમણે જાણ્યું કે આતો પરણવા આવીને મારે મોઢે જુઠા સમ ખાધા પછી પોતે ત્યાંથી રીસાઇને પોતાના મેહેલમાં આવી સ્ત્રિનો વેશ કહાડી નાંખી પલંગ ઉપર સુતા સુતા સાવળીંગાને ગાળો ભાંડેછે. તે સાંભળી પોપટ કહેછે. હે રાજા તમારીતે ડાગળી ખશી કે તમને

વાયુ ભરાયો તેથી આમ કરોછો. રાજા કહે હે ભાઇ રાંડ વચનની સાચી નહિં. મને કહેછે કે હું પરણનાર નથી ને એતો પરણેછે. પોપટ કહે એને ના કહી હોય તો કદી પરણે નહિં. માટે તમે તેને કઈ રીતે પરણતાં જોઈ. ત્યારે રાજા પોપટને કહેછે.

ચોપાઇ—ધવળ મંગળને ઘોળ, વીવાનાં વધામણાં; ચઢી વેવાણો કોય, ગાયછે રૂડાં ગાવણાં. ૪૧૮ આલાલીલા કોય, વાંસ તો વઢાવીયા; કાચા ત્રોફાનાં તોરણ, દ્વારે તો બંધાવીઆ. ૪૧૯ સાથે સારા લોક વેપારી વાણીયા; પરણી ગયો રૂપાશા શેઠ, અમારીરે રાણીઆં. ૪૨૦

હે પોપટ એવી તરેહથી હું નજરે જોઈને આવ્યો છું. પોપટ મનમાં કહે એ એમ કરે નહિં કંઈ એને સ્ત્રિ ચરિત્ર કર્યું હશે; માટે જઇ ખબર લાવું એમ ધારી પોતે રાજાને કહેછે.

ચોપાઈ—વાહરે રાજા વાહ, એવા વચન ન બોલીયે; રૂડીઆ કેરીરે વાત કોના આગળ ખોલીએ. ૪૨૧ વાહરે રાજા વાહ, હિંમત નવ હારીએ; એ પરદેશી મેમાંન, માથા કેમ ઉતારીએ.

હે રાજા એવી વાત આપણે કેમ બોલતા હઈશું. મરદ થઇ ખાતરી કર્યા વગર માથા ઉતારવી નહીં. એમ કહી પોપટ ચાલ્યો ને ચોરી આગળ જઇ જુવેછે તો ત્યાં ચોરીમાં શાવળીંગા દીઠી નહીં એટલે પાછો આવી રાજાને કહેછે.

દોહરો—કાંતો માજને ઓળવાંને, વળી કાંતો મુઇરે વખ ખાઇ; જે તમારા સાજનારે, રાજા એતો ચોરીમાં નહિ.

હે રાજા કાંતો શાવળીંગાને માઝને ઓળવી કે ઝેર ખાઇ મરી ગઈ, પણ ચોરીમાં નથી. એ સાંભળી રાજા કહે હે ભાઈ ત્યારે તું ફરી જઈ એને ખોળી કહાડ તેને પુછતો આવ કે તેં દેવળ કહ્યું હતું તે કીયું. ગામમાં ઘણાં દેવળ છે. તેની બરાબર ખબર લાવ એટલે આપણે તે દેવળમાં જઇએ પોપટ પાછો જઇ જાની વાસાના ત્રણસેને સાઠ માળીઆં ખોળી વળ્યો. હવે પેલી દાશી રૂપાશા સાથે પરણી ઉઠી. ને શાવળીંગાને જઈ લુગડાં ને ચુડો

આપી આવી. તે પેહેરી શાવળીંગા જાનીવાસામાં સુતી છે. ત્યાં પોપટ ખોળતો ખોળતો આવ્યો અને તેને સુતેલી જોઈ કહેછે.

**ચોપાઈ**—ગોત્યાં ગંગારામ, મંદિરને માળીઆં; કામન કોને ઠામ, પ્રાણ તમે પાડીયા. ૪૨૪

તે સાંભળી શાવળીંગા સુતીતી તે બેઠી થઈ ને જુવે છે, તો પોપટ દીઠો પછી પોપટ કહેછે.

**દોહરો**—સુતાં છો કામની સુખે કરીને, વળી કોણને કોણુરે પરણાવ; મારા રાજાએ મને મોકલ્યોરે, ભુંડી દેવળ તું તોરે બતાવ.

હે શાવળીંગા તું તો કયાં મરી ગઇ હતી કે હું તો ખોળી ખોળીને થાક્યો. ને તું તો અહીં સુતી છું. તે કોને પરણાવીને તેં શું કર્યું તારી બુદ્ધિને ધન્યછે. મારા રાજાએ કહ્યું કે, તેં જે દેવળ બતાવ્યું તે બાધેભારે બતાવ્યું, પણ તે દેવળ કીયું તેનીંશાનીબંધ બતાવ્ય. કે રાજા તે દેવળમાં જાય, એ પૂછવા આવ્યો છુંતે સાંભળી શાવળીંગા બોલી.

**સોહલો**—ઊગમણા દરવાજા બહાર, ચોફરતાં ચંદનનાં ઝાડ રૂડો એક પારસ પીપળો છે, ડેહેરૂં એક અંબાનું કહે.

હે પોપટ રાજાને કહીએ કે ત્યાં જજો પોપટ તે સાંભળી રાજા પાસે આવ્યો પછી શાવળીંગાની નણંદ લીલાવતી મનમાં કહેછે. વહુ નઠારી છે. હમણાં કોક પુરૂષ જોડે વાત કરતી હતી. તે વેળા તેના મેહેલમાં હતો તેજ હશે એમ ધારી શાવળીંગાને કહેછે.

**દોહરો**—વહુજી ઓઝાં બોલશોને, મારો બાળોરે ભોળો જોને વીર; પદમણી તમે ના રાખશોરે, આજ તમારાંરે શરીર.૪૨૮

હે વહુ તું તો મહા કાફર છે, ને મારો ભાઇ ભોળો છે માટે આવ્યો તો તેનું મન મનાવો નહિં તો તમે વચેથીમરો તે વિના મારો ભાઈ સુખે બેસવાનો નથી. આવાં નણંદનાં વચન સાંભળી શાવળીંગા રીસ કરીને કહેછે.

**દોહરો**—છેલ હશે તે માણશે ને, વળી એ શું માણેરે અજાણ; હું સતવંતી સુંદરીરે, નહિ મેલું તે મનનીરે માણ. ૪૨૯

હે નણંદ હું તો સતરંતી છું તે તમે ગમે તે કહો. એટલામાં બીજી સ્ત્રિઓએ લીલાવતીને ધમકાવવા માંડી. ને કહ્યું કે, વેહેમ આવતો હોય, તો દીવો લેઇને જુઓ. પછી લીલાવતી દીવો લેઇ જોવા ગઇ તો કોઇ દીઠું નહિ. તે જોઇ શાવળીંગા લીલાવતીને ક્રોધ કરી કહે છે. કે હું તમને શું કહું. તમે તો મારી નણંદ છો તમે કોઈ સાથે પ્રિત કરીને ભાઈ પરણાવવા આવ્યાં છો, પણ તેને સાથે નથી લાવ્યાં. તેથી તેનામાં જીવ ભમતો હશે માટે તમને તેના ભણકારા વાગેછે. જેવાં આપ એવાં બધાને ન જાણવાં હેત હતું તો શીદ મુકીને આવ્યાં. શું મારા બાપ આટલી જાનની બરદાશ કરશે, તો એવા એકાદની દરબાશ નહીં કરે ? એના વાસ્તે તો તમારી વતી હું વળી મારાથી બનત એટલી બરદાશ કરત. ને તમે મને કહો છો તે તો તમારો બાપ કોઈએ નથી. ને જો મને વધારે કહેશો તો હું પછી મારા બાપને કહીશ આવાં શાવળીંગાનાં બાણુ જેવાં વચન લીલાવતી સાંભળી ચુપ થઇ ગઈ ને છાનીમાની પોતાની સૈયરોને લેઇ બીજા ઓરડામાં જઇ સુતી. હવે પેલા પોપટે રાજાને જઈ કહ્યું એટલે રાજા પોપટનું પાંજરૂ લેઈ પોતે દેવળ જવા સારૂં નિસર્યો. રસ્તામાં જતાં ઘેહેલા વૈદનું ઘર આવ્યું ત્યાં જઇ વૈદને બોલાવ્યો.

**દોહરો**—ઘેહેલા વૈદ ગીરધારીઆને, વળી જાગ્રત્ત ગોળી મુને દે,
સદેવંત કુંવર આવીઆને, વળી કહેવુંરે હોય તો કહે. ॥૪૩૦॥

હે વૈદરાજ મને જાગ્રત ગોળી આપો. વૈદ ઊંઘમાંથી ઊઠયા. શું કરે રાજાનો કુંવર છે નહિ તો બીજાને ના પણ કહે. પછી પેલા વૈદે અંધારે ગોળીઓ ખોળતાં જાગ્રતને બદલે ઘેરણ ગોળીઓ હાથ આવી, તે અંધારામાં રાજાને આપી, તે લેઇ રાજા પોતે દેવળમાં ગયા. દેવળમાં હીરામંણનું પાંજરૂં લટકાવ્યું. ને ત્યાં અખંડ દીવો બળેછે પછી રાજાએ પેલી ગોળી ખાધી અને ઘડી થઇ એટલે ઊંઘ આવવા માંડી તેથી પોપટને કહેછે કે, હે પોપટ આવા અંધારામાં મધરાત્રે તે શું આવશે. ને મને તો ઊંઘ આ-

વવા લાગી. પોપટ કહે મહારાજ તમે દહાડે બહુ ફર્યા તેથી ઊંઘ આવેછે એટલામાં પીંપળાના પાન વા આવવાથી ખરખડ્યાં તે સાંભળી સદેવંત બારણા આગળ આવ્યો કે શાવળીંગા આવી તેથી પોતે ખુશિ થાય છે ને હરખ પામેછે. પણ ઘડી એક થઇ તોંએ કોઈ આવ્યુ નહિ એટલામાં પાછાં પાંદડાં હાલ્યાં, તે જોઈ સદેવંત કહેછે કે આ તો પાંદડાં હાલેછે તેથી ઉદાશ થઇ મનને કહેછે.

**દોહરો**—પીપળ પાન રણ ઝણેને વળી રેન અંધારી જોને હોય, ફટ ફટરે તું ભોળા હૈયાને, વળી અહીંઆ ન આવે જોને કોય.

**સોહલો**—અહિયાં ન આવે જોને કોય, અમચો જીવ મારો ઉદાશજ હોય; બોલતીતી જોબન માતી, થરકે છે મરદની છાતી.

મનમાં કે શું આટલી રાત્રે આવશે, મોટા મરદની હિમત ન ચાલે તો એતો વળી સ્ત્રિ છે. અને એતો જોબનના તોરમાં બોલી હતી આવું સાંભળી હીરામણ કહેછે કે, રાજા એ આવશે તો જરૂર પણ જો તમને ઊંઘ આવતી હોય તો સુઇ જાવ, એ આવશે તો હું તમને જગાડીશ પછી રાજા દેવળ વાશી સુઈ ગયા. હવે શાવળીંગા પોતે રૂપાશા શેઠને પોતાની પાસે આવતા જોઇ ઢોલીઆં ઉપર સુતી હતી તે ઊઠી એક કોરે જઈ ઊભી રહી. પછી શેઠ આવી ઢોલીઆ ઉપર સુતા તેવાજ ઊંઘી ગયા. હવે શાવળીંગા મનમાં વિચાર કરેછે કે મારે દેવળમાં જવું છે. ને દરવાજો તો બંધ હશે. પણ કાંઇ ફિકર નહિ હું તો ગરનાળામાંથી જઇશ એમ તો મારૂં શરીર પાતળું છે પછી પોતે એવો વિચાર કરી થાળ લેઈ તેમાં પુજાપો ભરી તૈયાર થઈ દિવો બળતોતો તેને અરજ કરેછે.

**ચોપાઈ**—ધિરારે ધિરા પાઉં, પદમણીએ માંડીઆ, ધમકેછે ઘુઘરમાળ, નેવર જોને વાગીઆં ॥૪૩૩॥ નમી નમીને સલામ, દીવાને જોકીઆં; લાંબેરે હાથે સલામ, શેઠ રૂપાશા ઉઠીયા. ૪૩૪

જ્યાં દીવાને સલામ કરેછે, એટલામાં શેઠ જાગ્યા કે શાવળીંગા હાથમાં થાળ લેઈ ઉભી રહી "પછી" શેઠ બોલ્યા કે પડમેસડ ધન છે કે મને આવી રૂપાડી અસટરી મડી." અને પોતાના મનમાં

જાણે છે કે આ થાળ લેઇ મને વધાવવા આવેછે. એની ચતુરાઇને ધન્ય છે એમ ધારી ખુશિ થયા ને શાવળીંગાને કહેછે.

**સોહલો**—આવી રૂપાડી માંઝનની રીટ, પડમની ચાહજો અમાડી પ્રીટ, સુંદર તમાકુ જાનીએ સોજ, અને મોઢે માગો ટે આપીએ મોજ. ૪૩૫

હે અસટડી તું જે માગે ટે આપું. શાવળીંગા કહે હું થાળ લેઈ દેવળ જાઊંછું ને એતો એના ઉપર સમજ્યો, પણ ઠીક થયું એતું વચન તો માગું.

**ચોપાઇ**—શૂણોરૂપાશા કાય, કહું એક વિનતી; દેવળમાં જાતીતી નીત, કુંવારીરે હું હતી. ॥૪૩૬॥ રેણુંરે રમશું પહોર, પછીરે પાછાં આવશું, છેલ છબીલા મારા શ્યામ, શેઠ રૂપાશા પામશું. ૪૩૭

હે મહારાજ હું કુંવારી હતી તે દીવસથી હરરોજ દેવળ જતી ને ત્યાં જઈ તમે મને મળો એવું માગતી તે સાંભળી શેઠ કહેછે.

**ચોપાઈ**—સુણ શાવળીંગા નાર, કહું એક વાતડી, કહો તો નોતરીએ આપણ, માઝન કેરી નાતડી. ૪૩૮॥ પરતી વરતાનાર, પરતમાં અમારી પાળીએ; માઝન કેરી નાત, જુગતેથી જમાડીએ.

શેઠ કહે તું કહેતી હોય તો બધી નાતને નોતરૂં ને જમાડું શાવળીંગા કહે નાત જમાડીને શું કરવું છે હું પુજા કરીને આવું ને કાલે ઘેર જઈએ એટલે નિરાંત તે સાંભળી શેઠ કહેછે.

**દોહરો**—પગેરે પગે પાયખાને, વળી લુટાવી દેવું ધનમાલ, પદમણી તમે પધારજોને, વળી ઉગમતેરે પ્રભાત. ॥૪૪૦॥

તું વહાણુમાં જજે, શાવળીંગા કહે મારે રોજનો નિયમ છે. તેથી ગયા વગર ચાલે એમ નથી: કેમકે આજ લગનની ગરબડમાં રહી એટલે જવાયુ નથી. તે સાંભળી શેઠ કહેછે.

**ચોપાઇ**—નથી પોતાનું શેહેર, મોકલું નવ માળીએ, રેણુ અંધારી હોય, એકલાં કેમ ચાલીએ ॥૪૪૧॥ આલું પાલખીઓ ને સુખપાલ, આપું રથને વેલડી, સિપાઇ સપરાંનો સંગાથ, આલું સોળસેં સાહેલડી. ॥૪૪૨॥

હે સ્ત્રી તું છે તે હાથી, રથ, પાલખીઓ, સિપાઇ, ને સોળસેં સાહેલીઓ લેઇને જા, મારૂં શેહેર હોત તો તને એકલી મોકલત, ત્યારે શાવળીંગા કહે મહારાજ મારે એકલાં જવાનું નેમ છે તેથી કોઈનો ખપ નથી, એમ કહી કહેછે.

**સોહલો**—નેમ લીધું મેં એકલે એકાંત, ન જોઇએ મારે બીજાનો સંગાત, હમણાં મળશું મારા શ્યામ, ને પુરીશું હૈયાની હાંમ.

શાવળીંગાના મનમાં તો કે સદેવંતને હમણાં મળું છું ને શેઠના મનમાં કે હમણાં આવશે. માટે જવા દેઊં એમ ધારી શેઠે કહ્યું કે જા વેહેલી આવજે.

**દોહરો**—શણુ શાવળીંગા મારી સુંદરીને, તારી રમકે ને ઝમકે જોને ચાલ; દૂરથી દૂરીજન હાંસુ હસેને, તારાં ઝાંઝર ઊંચાં જોને. ઝાલ. ૪૪૪

**ચોપાઈ**—ઝાંઝર ઊંચા ઝાલ, નેવર તારાં વાગશે, સારા દુરીજન લોક, જાનઇઆરે જાગશે ॥૪૪૫॥ આપણે ઊત્તમ જાત વેહેપારીરે વાણીઆ, ચાલો ધીરીધીરી ચાલ, કોઈ જાણે કે ન જાણીયા.

હેસ્ત્રિ તું ધીરેધારે ચાલ, કોઇ જાગશે તો મારી મસ્કરી કરશે પણ શાવળીંગા કંઈ ગણકારા વિના દેવળ ચાલી જાય છે. અને ઝાંઝરનો ઠોર પડી રહ્યો છે.

**ચોપાઇ**—જાડા જાડા શણગાર, જોખોતે નલાગશે, ભવો ભવનું મેહેણું, બાલમ હવે ભાગશે ૪૪૭ કડછાં હીરાના ચીર, ચાલી મતવાલીઆં, સેંથે ભર્યો સિંદૂર, કાજળ સારીયાં ॥૪૪૮॥ શાવળીંગા રૂપ સ્વરૂપ, ચાલી જાય શેરીએ, જેમ અશાડા વીજ, રમેછે નવ તેરીએ ૪૪૯ અંગે કુમકુમની લોળ, કેડ તો જેની કેશરી; એવી બની અલબેલ, દેવળ ભણી નીસરી. ॥૪૫૦॥

શાવળીંગા પોતે રમઝમ કરતી દરવાજા બંધ હતા તે ગરનાળામાં થઇ શેહેર બહાર ચાલી નીકળી તો ચિબરીએ માન શકુન કર્યાં એટલે તેને કહેછે.

**દોહરો**—ફટ નીમાણી ચીબરીને, વળીમન ભંગ કીધાં તેં અંગ,

કાંતો સદેવંત સુઈ ગયો, વળી મેળેરે નહીરે મિલંત ૪૫૧. અમે કોડેથી આવીઆંને, વળી લેવા ઘણો એક લાવ; આઠ્ઠા સાળુ ઓઢણેને, ભુંડી વેરીપણું ક્યાં વાવ. ૪૫૨

એમ કહી જાયછે તે વખત બાર ઉપર એક વાગ્યો હતો તેથી પોતે વિચાર કરેછે મને ઘણી વાર થઈ માટે રાજા અકળાતા હશે વાસ્તે જો આ ચીલાનો રસ્તો મૂકી નેળના પગરસ્તે જાઊ એમ ધારી નેળમાં પેઠી. ત્યાં તેના પગનાં જે ઝાંઝર પેહેરેલાં તેના અવાજથી નેળમાં એક કુતરી વિહાએલી હતી તે ઓચિંતી ભસતી બહાર નીકળી તેથી શાવળીંગા એકાએક બીની. ને થાળ હાથમાંથી પડી ગયો. પછી પોતે થાળ પાછો હાથમાં લેઈ કુતરીને છાની રાખવા ઘણુએ બોલાવે તેમ તેમ કુતરી નાસે ને ભશા કરે. વળતી શાવળીંગા રીસ ચડાવી કુતરીને કહેછે.

**દોહરો**—કાળા મોંઢાની કુતરીને, તારૂં મોહું તે લેઇનેરે વાસ; મુંને વિતી તે તને વિતશેરે, રાંડ આવવાદે કારતક માસ. ૪૫૩

હે રાંડ કુતરી તને હુ કહુંછું કે તું છાની રહે તોએ બંધ થતી નથી. પણ કારતક મહિનો આવવાદે પછી તારીએ એવી વલે થશે. તે સાંભળી કુતરી કહેછે.

**દોહરો**—કારતગ મહીનામાં સઉ કુતરાંને, વળી તજીએ ભુખનેરે પ્યાસ, ધીક પડયોરે તારા જીવતરમાંરે, તને કારતગ લાગ્યો બારે માસ.

હે સ્ત્રી અમે સઉ ફકત એકલા કારતગ માસમાં અન્ન પાણી તજીને ઘણીની પાછળ ભમીએ છીએ પણ તારા જીવતરમાં વેઠ ઉઠી કે તને બારે માસ કારતક સરખા. એવી તે તું કેવી વીશઇછું કે ન જાણુયો કારતક કે માગસર. આવા કુતરીના બાણ રૂપી જે બોલ તે શાવળીંગાના કોમળ રૂદયની આરપાર નિસરી ગયાં. હવે સાવળીંગા દેવળ ભણી ચાલી, અને દેવળ આગળ આવી તો દેવળનાં કમાડ બંધ દીઠાં. ને રાત અંધારી તેથી બીક લાગવા માંડી ને કોઈ બોલતું નથી. વળતી બહાર રહી સદેવંતને કહેછે.

**દોહરો**—રેણુ અંધારીને હુંછું એકલીરે, મુને દીસેછે ડુંગર ને

પાહાડ, સુણ સુણ રાય સદેવંતારે, ઓ કંથા ઉઘાડોને કમાડ.૪૫૫

સાવળીંગા દેવળની ચારે તરફ ફરી વળી પણ રસ્તો સુજતો નથી તેથી પાછી બારણા આગળ આવી કહેછે.

દોહરો—દેવળ પુંઠે હુંએ ફરીરે, જેમ ફરીઅલ કળાઅલ મોર, કાંતો સદેવંત સુઇ ગયોને, વળી કાંતો મારી ગયા ચોર. ૪૫૬

આવી રીતે શાવળીંગા દેવળની બહાર વિલાપ કરેછે. એટલામાં ઝાડનાં પાંદડાં ખરખડ્યાં તેથી બીહીને કહેછે.

દોહરો—ઉભી રૂવેછે ધ્રુશકેને, વળી ગરજાવેછેરે પહાડ; સુણ સુણ રાય સદેવંતારે, મુને વેરી થયાંછેરે ઝાડ. ૪૫૭

એમ કહી ઝાડ સામું જોયું તો પીપળાનું દીઠું તે જોઈ પીપળાને કહે છે.

દોહરો—પીપળા તને હું પુજતીને, વળી દેતીરે દૂધાં કેરી ધાર; તારેરે પડછો જાંણીઅરે, મને આજુની રેણરે ઊગાર. ૪૫૮

આવી રીતે પોતે સદેવંતને મહા વિલાપ કરતી બોલાવેછે તો પણ બોલતા નથી. ને આંખે ચોધારે આંસુ તે જાણે શ્રાવણ ને ભાદરવો તેવી રીતે ચાલ્યાં જાયછે. ને ચિસ પાડી પોતે સદેવંતને બોલાવે છે.

ચોપાઇ—હાયરે વાલમ હાય, એડી નવ કીજીએ; પરદેશણના સ્યામ, દલાસા નવ દીજીએ. ૪૫૯

હે મહારાજ તમે મારી મશ્કરી શું કરવા કરોછો. અને ઝટ કમાડ ઊઘાડો. તમે તે શું પ્રાણ મૂકયા, મને એકતો અંધારી રાત ખાવા ધાયછે ને બીજાું તમે બોલતા નથી, તેથી મને જુદા વિચાર થાયછે એમ કહિ પોતે માથું પછાડે છે, ને હાથ વતી કમાડ ઠોકેછે, ને ઠોકતાં ઠોકતાં પોતાની સવા લાખ રૂપાઆની મુંદ્રિકા (વિંટી) કે જેમાં હીરા, માણેક, ને પુખરાજ જડેલા તે ઉખડી ગયાંને ભાગી ચુરેચુરા થઇ ગયા.

દોહરો—ધાંટોરે મારો ઘેરણ વળ્યોને, વળી ચંડીઅલ મુંનેરે. તાડ; સવાલાખની મારી મુંદ્રિકારે, તે મેં કુટીભાગીરે કમાડ. ૪૬૦

આવી રીતે ઘણા વિલાપ કર્યા પણ સદેવંત કુંવર બોલતા નથી. પછી આખરે તે પોતાના ચીરને વળ દેઇ દેવળ ઉપર નાંખી, તે ઝાલી ઉપર ચઢી. અને દેહેરાનું શિખર ઉતારી અંદર ઊતરી પડી.

**દોહરો**—ઊભે દેવળ જોને ઉતરીને, વળી અનગળ કીધી એને અંગ; સાળુડે કીધો સિંચણોને, વળી પદમણ ઠેકીરે ફલંગ.

**ચોપાઇ**—પદમણ ઠેકીરે ફલંગ, સાળુડો કીધો સંચરે; જેમ તેતર પર બાજ, અચાનક ઉતરે. ૪૬૩

માંહી જઈ જુવેછે તો દીવો બળે છે, ને સદેવંત ઊંઘી ગયોછે. પછી તેને જગાડવા સારૂં પોતે પાન ચાવ્યું હતું તેની પીચકારી-ઓ આંખમાં મારી પણ બોલતો નથી. પછી તેનું માથુ ખોળામાં લેઈ હૈયાસરસો ચાંપેછે ને તેને ઘણું ઘણુ કરેછે.

**દોહરો**—ઊપાડી હૈયે લેઈ ચાંપીયોને જેમ પથરોરે ભારે શલ; સુતો સદેવંત નવ જાગીઓરે, તને વેરી થયારે અમલ.

હે રાજા તને ઊપાડુંછું તો ભારે પથરની માફક પડે છે. તે આવા આકરા અમલ કયાંથી કર્યા એમ કરી રોતી જાયછે, ને વિ-લાપ કરતી જાયછે. એવામાં તેના મનમાં વિચાર આવ્યો કે હું અંબાજીના ઊપરથી ઠેકાને આવી તેથી અંબાજીએ તો ઊંઘ નહિ મુકી હોય, એવો વિચાર કરેછે. ને જે દિવો બળે છે તેને કહેછે.

**ચોપાઇ**—કીધો અંબાજીએ કોપ, સુઈ ગયોરે શેજુલો, ભવો ભવનો ભરથાર, માથે રહ્યો મેણુલો. ૪૬૫

**દોહરો**—દિવડીઓરે સગરે બળેને, વળી બળેરે ચંદનરે વાટ; સુતો સદેવંત નવ જાગીઓરે, મારા હઇયામાં રહી ગઈ ફાટ. ૪૬૬

પોતાના મનમાં નથી બોલતો એટલે એમ આવ્યુ કે, એતો મરી ગયોછે. હવે મારે જીવીને શું કરવું છે એમ ધારી સદેવં-તની કેડમાં કટાર હતો તે લેઇ પોતાના પેટમાં મારવા માંડ્યો. એટલે પાંજરામાં જે હિરામણ પોપટ કયારનો સુનમુન થઇ જોતો હતો તે બોલ્યો—

**દોહરો**—કામણ કટારા કાઢા મારોરે, ભુંડી મુવે મેળો નહિ

થાય; પણ સાચીરે હશે પ્રીતડી તો, તને જાતી રાખે મારો રાય.

હે શાવળીંગા તું કટાર મારીને શું કરવા મરેછે, કંઇ સુવો મેળો નહિ થાય, જો પ્રીત સાચી હશે તો રાજા તને જતાં જતાં રોકશે. તે સાંભળતાંજ શાવળીંગા રાતી થઇ ગઈ ને ઉંચુ જોયું તો પોપટ દીઠો. એટલે ખુશી થઇ પોપટને કહેછે, કે જોને એતો બોલતા નથી.• ને મારે હવે ઘેર જવાની વેળા થઇ, હું કેવી અભાગણી કે મારો એકે લાગ ન બન્યો. તે સાંભળી પોપટ બોલ્યો કે એતો ધારણ પક્ષો છે. શાવળીંગા કહે કે હું જાણું છું ને એ જાગે ત્યારે તું કહેજે.

**દોહરો**—સુણરે સભાગી સુડલારે, તારે કંઠે ગળીઆલ હીર; સુતા સદેવંત જાગશેરે, મારી સાખ્યો પુરજે વીર. ૪૬૮

હે ભાઈ જો જાગે તો કહેજે કે એતો આવીને ગઈ. પોપટ કહે કે, હું શું સદેવંતનો સાળો છું તે સાખ પુરૂં, ત્યારે શાવળીંગાએ ફરી પોપટને કહ્યું.

**દોહરો**—લીલીરે પાંખના પોપટડારે, તારે કંઠે કંચનની શેર સુતા સદેવંત જાગશેરે, તું સાખ્યું પુરજે દીએર. ૪૬૯

પોપટ કહે તેતો ખરૂં પણ તું ચતુર થઇ કેમ ભૂલે છે. એને હાથે ધાત લખ, કે હવે સારા સુકન જોઇ આવે.

**દોહરો**—કોરે કાપડે કુંવારકારે, જેને ખોળે અખેણું જત્ર જાર; એવા શુકને તમે આવશોરે, તમને મળશે શાવળીંગા નાર. ૪૭૦ કુંભ કરેવા ચોબરીને, વળી હનુમંતને હરણાં, જાતાં તો જમણાં ભલાંને, વળી વળતાં ડાબીમણાં. ૪૭૧ છીંક ડાબી ધા જમણીને, વળી મકુ ઉકરાડુંરે જાય; એવે શુકને ચાલીએતો, શેણુ મેળાવો જોને થાય. ૪૭૨ તરૂવર ઊપર તેતર લવેને, વળી ત્રણ ત્રણ શબ્દ કરે; સદેવંત ઘોડો હાંકજે, તો સમુદ્ર પાર તરે. ૪૭૩ ખાંખરેણુ જમણીધાને, વળી મધની કાવડ મળે; શાવળીંગા સદેવંતને કહેરે, અફળાં રૂપજ ફળે. ૪૭૪ રાણી રૂપા રેલડીને, તેનો ઉડી ઉડી આગળ થાય; એની સમજણ લેજો સદેવંતારે; તો દ્રવ્ય વધારે

જોને થાય. ૪૭૫

**ચોપાઈ**—સારા સારારે શુકન જોઈ, વાલમ વેહેલા આવજો; નાના મોટા સંગાત; ભેળા નવ લાવજો. ૪૭૬.

મહારાજ આવો તો એકલા આવજો. પોપટ કહે લખી રહી. શાવળીંગા કહે હજી લખવુંછે. ને હાથેલીઓ તો ભરાઇ ગઇ હવે ક્યાં લખું. પોપટ કહે આ કમાડે લખ. પછી કમાડે લખેછે.

**સોહલો**—આંખે આંસુડાંની ધાર, કામન ધાવ લખેછે કમાડ; જોબન મારૂં બાળે વેશ, કાં મેલી જાઓ પીયુ પરદેશ. ૪૭૭.

**ચોપાઈ**—આંખે આંસુડાંની ધાર, અલબેલી ઉડીયાં; સુતો સદેવંત રાય, મઝા નવ લુટીયાં. ૪૭૮ પ્રીતોનાં પરિયાંણુ, તેતો અમે જાણીયાં; આલીછે રાણીજીની રીત, તે કેમ વેંહાળે વાણીયાં. ૪૭૯ સુણ સદેવંતરાય, અમલ કરયાં આકરે; હું છું બાળ કુંવાર, જાશીં છું સાસરે. ૪૮૦

હે મહારાજ તમેં બોલતા નથી તો હવે હું કુંવારીને કુંવારી સાસરે જાશીશું. આવી તરેહથી શાવળીંગા બોલી એટલે મંડપની બત્રીસે પુતળીઓએ દાંત કહાડ્યા, તે જોઈ શાવળીંગા પુતળીઓને કહેછે.

**દોહરો**—શુંણુ થંભા શુંણુ થાંભલીને, શુંણુ બત્રીશ પુતળીયાં; સદેવંત જાગે તો સાખ પુરજેરે, મારી સગીરે બેનડીયાં. ૪૮૧

પુતળીઓ કહે તારી બેહેન થઈને સદેવંતની સાળી થઇ સાખ કોણ પુરે, ત્યારે શાવળીંગા ગરજની મારી કહેછે.

**દોહરો**—શુણ થંભાને સુણ થાંભલીને શુંણુ બત્રીશ પુતળીઆં, સદેવંત જાગે તો મારી સાખ પુરજેરે, મારી સગી નણંદલીઆં.

હવે શાવળીંગા ધાવ લખી રહીને જતી વખત પોતાના મનને કહે છે.

**દોહરો**—ધાવ લખીને ઊઠીઆં ને, વળી મનમાં કરેરે વિચાર; રેહો મેલીને અમે ચાલીયાંરે, મુને ઘડીએ ન લાગી વાર ॥૪૮૩॥ પીયુ તમને સત્ય કહું તે, વાત માનો નિરધાર; સારા શુકન જોઈ આવજોરે, નિકર પગ ન ભરજો બહાર ॥૪૮૪॥

આમ કરતાં કરતાં રાત બે ઘડી બાકી રહી, પણ મારે મન તો હમણાં આવીતી ને પાછી જાઊંછું. એમ કહી દેવળની બહાર નિસરી ને જતાં જતાં દેવળને કહેછે.

**દોહરો**—દેવળ પુછું દેવળાને, વળી તેમાં સુતા મારા સ્યામ; ઝાઝારે જતને એને રાખજેરે, એની રક્ષા કરેરે મારો રાંમ. ૪૮૫

આવી રીતે દેવળને કહી નિરાશ થઇને ઘરભણી ચાલી, ઘર આગળ વ્હાણું વહાવા વખત થઈ એટલે તમામ જાનના લોકો ઉઠયા ને વદાયગીરીની તઇઆરી કરવા માંડી અને કન્યાને ખોળે છે. કે કયાં ગઈ એની નણંદ લીલાવતી કાકડો લેઈ બધા ઓરડામાં જુવેછે પણ દેખાતી નથી અને રૂપાશા શેઠ જાણેછે તોયે તેનાથી શરમને મારે કહેવાતું નથી. પછી શાવળીંગા આવીને બધી ગડબડ જોઇ પોતે છાનીમાની જે ઓરડામાં સુતી હતી તે ઓરડામાં પાછળની બારીએ થઈને આવી ને એની નણંદ કાકડો લેઈ બારણા આગળ ઉભી હતી ત્યાં આંખ્યોચોળતીચોળતી ગઇ લીલાવતી શાવળીંગાને જોઈ કહેછે. કે તું કયાં ગઈ હતી. શાવળીંગા કહે ઓરડામાં તો હતી. લીલાવતી કહે હું ઓરડામાં બે ત્રણ વખત જોઇગઇ શાવળીંગા કહે આંખ્યો ફુટી હશે એટલે શેનું દેખાય. લીલાવતીને બીજી બે સ્રીયો કહે તમારૂં જોયાનું ઠેકાણું તો છે નહિં. પછી લીલાવતી શાવળીંગાનો ચેહેરો ફરી ગયેલો જોઇ રીસ કરી કહેછે.

**ચોપાઈ**—સાળુડે સલવટ ચીર, કયાં તમે લચોડીયાં, મોતીરે હતાં જોડાજોડ, વધોવધ મોડીયાં ॥૪૮૬॥ કોઈ અલબેલાની સંગાત, કયાં રમી તમે આવીયાં; વહુજી સાચું માંન્ય, કાજળ કેમ ટાળીયાં ॥૪૮૭॥ તારા નથી ઠેકાણે શણગાર, હઓહબ તુટી દામણી; સાચેરે સાચું માન્ય, ઓ કુળવંતી કામની ॥૪૮૮॥ કંચવે તુટી જોને કસ, જાણે વન વચેલુટીયાં;વહુજી સાચું માન્ય, કેસ કેમ છુટીયાં. ॥૪૮૯॥

હે વહુ તારી દામણી ઠેરેઠેર તુટી છે. ને તારા માથાની લટો કેમ છુટી છે તે કહે. તે સાંભળી શાવળીંગા કહે હવે એને વેણી વેણીને આપ્યા વગર છુટકો નથી. એમ ધારી ક્રોધ કરી લીલાવતીને કહે છે.

**ચોપાઇ**—ઊંચારે મેહેલ ઉદાશ, ઉતારા ત્યાં કિયા; ઊંચા નીચી હતી ખાટ, ચીરમેં તાણી બાંધીયાં ॥૪૯૦॥ નોહોતાં પાથરવાને પાથરણ, પાસા મે ઢાળીયા; નણંદલ સાચું માન્ય, કાજળ એમ ટાળીયાં૪૯૧ સજ્યા શોળ શણગાર, પિયા ફેરે કારણે; સાંધ્યાં નેણ કેરાં બાંણ, ગરીબકું મારણે. ॥૪૯૨॥ ધર્યાં સિંહન કેરાં રૂપ, કાયર નર કંપીયા. નણંદલ સાચું માન્ય, કેશ એમ છુટીઆ. ॥૪૯૩॥

આવી બંનેની રકઝક જોઇ જાનના લોકો કહેછે.

**દોહરો**—માંડવ વધાવો રૂડે મોતીયે ને, તમેં વાંચો સાહેરીયાંની વાટ સાબદા થાઓ સલક્ષણીને, આ ખોટી થાય છે સંગાત.

તમે માંડવ વધાવી લ્યો પછી રસ્તે જતાં તાપ ચહડશે. શાવળીંગા મનમાં વીચાર કરેછે કે કંઈ કરતાં વાર લગાડું અને રાજા આવે તો મળીને જાઉ. એમ ધારી જાન વાળાને કહેછે.

**સોહલો**—હજુ મળવા મારે સગાંને સોઇ, ભાઈ ભત્રીજાને વડીછે ભોજાઈ; રૂડો સાથ મારે સાહેલીનોછે, અડધી રાતની મને શું કહે. ૪૯૫

મારે હજી મારી સાહેલીઓને મળવું છે ને મને અડધી રાતની શું કહ્યાં કરેછે તેમને મળીશ પછી આવીશ તે સાંભળી લીલાવતી કહેછે.

**દોહરો**—સહીરોની માયા તમે છોડી દીઓ ને, વહુ અમશું રાખો તમે કામ; આળી ગાળો મારો વીરછે તે, તારા હૈયાની પુરશે હામ. ૪૯૬

હે વહુ તમે સાહેલીયોની માયા મુકો મારા ભાઈ ઘેર જઈ તમારી બધી હાંમ પુરશે તે સાંભળી શાવળીંગા રીસ કરી કહેછે

**દોહરો**—તુંએ વેવલીને તારો ભાઈ વેવલોને, વળી વેવલી તારી જોને નાત; પીયરવંતીને કેમ વળાવશેરે, વળી ગળતી માઝમ રાત.

આવું સાંભળી લીલાવતી ક્રોધ કરી જાનવાળાને કહેછે.

**સોહલો**—રહે શેહેરમાં તેને રામ દુવાઈ, શાબદા થાઓ તમે લોક લુગાઈ; કહ્યાં ન માન્યા વહુએ મારાં કેણુ, વાંકા વાંકા બોલેછે વેણ; ॥૪૯૮॥

એમ કહી તૈયાર થવા માંડ્યું. એટલે શાવળીંગા ઉદાસ થઈ સોચના કરેછે. ને કહેછે કે હજી રાજા તો દેવળમાં પડી રહ્યાછે. ને હવે તો મારે જતું પડશે. એમ ધારી પોતે બારણા આગળ આવી ધ્રુશકે રૂવે છે.

ચોપાઈ—ઊભી ખડીરે ઉદાશ, મંદીર કેરે બારણે; લોક જાણે મન રોત, પીયર કેરે કારણે ॥૪૯૯॥ મનમાં ધોખા કછુઓર, છેલ નવ માણીયા; લખ્યા છઠીના લેખ, લેઈ ચાલે વાણીયા. ૫૦૦

એવી રીતે પોતે ઘણી ઘણી રૂવેછે. એટલે તો દહાડો ચડયો ને જાનમાં ઢોલ ને વાજીંત્ર વાગવા માંડ્યાં.

ચોપાઈ—ઢીલા ઢીલા ઢોલ, જાનુમેં જાને વાગીયાં; મુજ સોહાગણના સ્યામ, હજીરે નથી જાગીયા. ૫૧૧ ક્યારની જોઊંછું વાટ, હજુ નથી આવતા; બેસતાં સામે ગોખ, સાનુમે સમજાવતા. ૫૧૨

શાવળીંગા મનમાં કહેછે કે આ જાનમાં ઢોલ વાગેછે તે મારે મન સહેલંત આવ્યા વિના હાંલ્લાં ખડખડેછે એવાં લાગે છે. હવે શાવળીંગાનો બધો પરિવાર એકઠો થયો, ને પોતાની સાહેલીઓને જોઈ ઘણું રૂદન કરેછે.

ચોપાઇ—આંખે આંસુડાંની ધાર, મંડાણીછે હેલીયાં; આવ્યો સાહેલીનો સાથ, રૂવેછે લાડ ઘેલીયાં. ૫૧૩ દિલમાં ઘણી ઉદાશ, જાયછે રોતીયાં, મળ્યો સહીયરનો સાથ, વધાવો રૂડાં મોતીયાં ૫૧૪

સાહેલીઓ રોતી જોઈ કહેછે.

દોહરો—ઉભી રૂવે ધ્રુશકેને, તારા નેણુંમાં નીર ન માય; લાડ ઘેલી રૂદન કરેને, તુંતો દુઃખે દોહલી થાય. ૫૧૫ ચોપાઇ—દુખે દોહલી થાય, ઉભી રૂવે ધ્રુશકે; ખમા ખમા સહીયર, નેણાં તારાં દુઃખશે. ૫૧૬ કોયલ સરખો કંઠ, વાલમ નહી પાસરે, પદમાશા શેઠની કુંવરી, સાવળીંગા ચાલી સાસરે. ૫૧૭

સાવળીંગા સાહેલીઓને મળેછે, ને ઘણી ઘણી વાર સુધી તેને વળગી રહેછે. પછી જાનવાળાએ કહ્યું કે, એને ઊચકીને રથમાં બેસારો. તે વિના નહિં ખસે. પછી એક જણે ઉચકવા માંડી એટલે પોતાનો હાર તોડી નાંખ્યો. અને કહ્યું કે મારાં મોતી વેણી આપો.

દોહરો—હેતે તોડયો મેં હારલોને, વળી તોડેલ નવસર હાર; વાલમ મારા હમણાં આવશેને, મુને ઘડીએક લાગશેરે વાર. ૫૧૮

શાવળીંગા મનમાં કહે મનેમોતી વેણતાં ઘડી વાર થશે. એટલે

સદેવંત રાજા આવશે. પછી શાવળીંગા મોતી વેણેછે ને ખોટી ક-
રેછે, તે જોઈ તેની નણંદ લીલાવતી બોલી.

દોહરો—આ લે પેહેર મારાં હારલાંને, તારા મોતીની માયા તુંતો મેહેલ; શાબદાં થાઓ સલક્ષણીને, આ ખોટી થાયછેરે વે'લ.

હે શાવળીંગા તારો હાર તુટયો તો લે આ મારો હાર પેહેર. તે સાંભળી શાવળીંગા લીલાવતીને કહેછે.

દોહરો—નહિં પેહેરૂં તારા હારલાને, એતો શ્યામ પિયારો શણગાર; હું સતવંતી સુંદરીરે, મારે રાખ્યો જોઈએ વેહેવાર. ૫૨૦

હે નણંદ એતો તમારા ધણીના કરાવેલા તે મારાથી કેમ પેહેરાય માટે હુંતો નહિં પેહેરૂં. પછી ઘણી વાર થઈ ને જ્યારે સદેવંત ન આવ્યો એટલે જાણ્યું કે હવે ગયા વગર છુટકો નથી. પછી ઉદાશ થઈ રોતી જાયછે ને મનમાં કહેતી જાયછે.

દોહરો—કહી કહીને થાકી સાહેલડીને, એનો કંઠ કોયલનો સોર; સેરણુ આવી નવ જાગીઓરે, એને નિંદ્રા આવીરે અઘોર. ૫૨૧

ચોપાઇ—નિંદ્રા આવી અઘોર, તેનો અમે જાણીયાં; વેરી થયાછે કોય, મારે વેપારી વાણીઆ. ૫૨૨ આ ગુણતણા એઘાંન, રૂદામાં બાળીયાં; હાયરે વાલમ હાય, માયા કેમ ઉતારીયાં. ૫૨૩

છેવટે પોતે રથમાં બેસવા જાયછે ને કહેછે.

દોહરો—સુંદર ચાલી સાહોરીએને, વળી ઘેલુંરે કીધું ગામ, જીવતાં રહીશું તો આવી મળીશુ, નહિંતો છેલી બાકીના રામ રામ.

ચોપાઇ- છેલી બાકીના રામ રામ, રૂદામાં ધારજો; સારા શુકન જોઇ, વાલમ વેહેલા પધારજો. ૫૨૫ મારા અલબેલા શ્યામ, ઝાઝ નથી મેં ભાળીયા; લખ્યા કરમના સંજોગ, લેઇ ચાલ્યા વાણીયા

છેવટ પોતે રથમાં બેઠા એટલે તમામ જાનવાળા તૈયાર થયા.

ચોપાઇ—સજ્યા સોળ શણગાર, પાલવ રૂડા પેહેરીયાં; ઘમકે ઘુઘરમાળ, શેહેરમાંથી નિસર્યા. ૫૨૭ કનક ગળા ગળ હાર, જગમગે મોતીયાં, હાથડે ડોટી લાખ, ખલકેરે ચુડીયાં. ૫૨૮ કાળીસે જડયો કંઠ, વાલમ બહુ સાંભરે, સુંદર શિરોમણુ, ચાલી જાય સાસરે.

. પછી જાનવાળા ઉતાવળા થયા ને ગાડીઓ જોડવા માંડી.

**ચોપાઈ**—તુટયા હોય તોખાર, ખેલન પલાણીયા; રૂઠયા હોય ભૂપાળ, એવા ત્રુઠયા વાણીયા. ૫૩૦

જેમ કોઈ રાજા રીસમાં ભરાયો હોય, તેવી રીતે વાણીયા રીસ કરી ક્રોધમાં રથ ને ઘોડા દોડાવતા ચાલ્યા. અને જ્યાં પાંચ ગાઉ ગયા એટલે વગડામાં ગોવાળીઓ ગાય દોહાતો હતો તે જોઈ શાવળીંગાએ રથનો પડદો ઉંચો કરી બહાર જોયું એટલે ગોવાળીયાની નજર શાવળીંગા ઊપર ગઈ. તેથી પોતાની વટલોઇને બદલે દુધની શેડો બહાર પડવા માંડી. તે જોઇ શાવળીંગા ગોવાળીયાને કહેછે.

**દોહરો**—ગાય દુહંતા વીરા ગોવાળીયાને, તારાં દુધડાં ઓળેછોળે જાય, સંદેસો કેહેજે મારા સ્યામનેરે, તારી શાવળીંગા ધાન ન ખાય. ૫૩૧

હે ભાઈ ગોવાળીયા મારા સદેવંત રાજા આવે ત્યારે કેહેજે કે, સાવળીંગા રોતી રોતી જાયછે ને અન્નપાણી તજીને બેઠીછે તે સાંભળી ગોવાળીઓ બોલ્યો.

**દોહરો**—દુધ જાયતો જાવાદેને, વળી તારૂંતે એમાં શું જાય; વીર કહેનો હું નહીં કહુંને, તારૂં એકે કામ ન થાય. ૫૩૪

તે સાંભળી શાવળીંગા ફરી કહેછે.

**દોહરો**—અખડ રહેજે ગોવાળીઆને, વળી અખંડ તારો અવતાર, સંદેસો કેહેજે મારા સ્યામનેરે, તને આપું એકાવળ હાર.

શાવળીંગાએ ગોવાળીઆને રૂપીઆ પાંચસેંનો હાર ડોકમાંથી કાઢીને આપ્યો તે લેઈ ગોવાળીઓ કહેછે.

**દોહરો**—ચિંતારે ન કરો કાંમનીને, વળી મનમાંતે રાખજો ધીર; કારજ કામ સરવે સુધારશેરે, મારો કૃપાસિંધુ રઘુબીર. ૫૩૬

હે શાવળીંગા હવે તું ચિંતા ન કરીશ ને તારૂં કામ મારો ભગવાન સફળ કરશે. માટે હવે તારો સંદેસો કહ્યા પછી અહીંથી હું ઉઠીશ. તે સાંભળી શાવળીંગા ખુશી થઇ પોતે ચાલી જાયછે. જતાં જતાં બે રસ્તા આવ્યા ત્યાં શાવળીંગા ઉતરી પડી. કેમકે રાજા જે બીજે રસ્તે ચઢી જશે તો મેળાપ નહિં થાય. માટે અહીંઆં

ઘાવ લખું કે તે વાંચીને સીધે રસ્તે આવે. એમ ધારી એક પાળીઓ હતો ને ત્યાં પારસપીંપળો હતો તે ઠેકાણે જઇ પાળીયા ઉપરથી સિંદુર લેઇ પીંપળાના થડે ઘાવ લખેછે.

**દોહરો**—ડાબો મારગ દુર કરીને, વળી જમણો મારગ જોય; પુરૂપ પ્રમાણે પાળીયોને, ત્યા પારસ પીંપળો હોય. ૫૩૭ ભગવાં કરજો ધોતીઆંને, વળી લેજો અતીતનો વેશ; સારા શુકન જોઈ આવજોને, તમે સાંભળી ઉદધીયાને દેશ. ૫૩૮ પગ પરમાણે પેહેરજો ચાખડીને, વળી છુટારે મેલજો કેશ; જે નગર વચે નદી વેહેને, વળી તેરે અમારો દેશ. ૫૩૯ ચારસોનેરીના ચોકમાંરે, વળી નાળીએરીનાં ઝાડ; સામા ગાંધીડાનાં હાટડાંરે, મારો ઊગમણોરેદરબાર.૫૪૦

**ચોપાઇ**—ઊગમણેરે દરબાર, વાલમ વેહેલાઆવજો; લેઈ અતીતનોરે વેશ, ભલો તમે ભજાવજો. ૫૪૧ પારાસુરના લોક, ચાકરે ચઢાવજો; માણેકચોકના માંહી, આવી ધોકાંરેલગાવજો. ૫૪૨ સોઢાં સાત હજાર, વાંસે તારે જો ચઢે; સાથે હોય ચુવાણ, દઅગલ ઊલટે. ૫૪૩ સોડેસોડનો સગો, રાજાજી આપણો જાણીયે, આવીયે પરદેશ માંય, વીચારીને ચાલીયે ૫૪૪ વાંકી શેહેરની બજાર, વાંકી તેહની ગલીયાં; જુડા ચોર લબાડ, ઠગારા મલીં મળીયાં ૫૪૫ શેહેરના લોક ચતુર, તે તો તમને ટોકશે; આવશો દરવાજા માંય, રાજાજી તમને રોકશે. ૫૪૬ કાળ ક્રોધને કોય, અળવીતરાં અહીં મેલીયે; પીયાપીયારો દેશ, ઓકજે નવ માલીયે. શેહેરના લોક ચતુર, તેતો તમને પારખે; ડાહ્યાંના ડહાપણ, આગેરા કેમ ચાલશે. ૫૪૮

હે મહારાજ તમે આવી રીતે સંભાળી શેહેરમાં આવજો આ તમારો દેશ નથી. માટે ઘણીક ચતુરાઇ ચલાવજો. નહિ તો પછી મનખો જશે. એમ કહી શાવળીંગા રથમાં બેઠી અને ચાલતી થઈ ને જ્યાં પાછલો બેઘડી દહાડો રહ્યો એટલે જાન પારાનગર પહોંચી. અને વાજતે ગાજતે વર કન્યા મેહેલે આવ્યાં. ત્યાં વધાવી લીધાં શેઠ પોતે મેહેલ નિચે ચોકમાં પાટ ઊપર બેઠાછે.

ને શાવળીંગા પોતે મેહેલમાં જઇ બેઠી છે. એટલામાં શેઠની મા-લણુ છાબમાં હાર, તોરા, ને ગજરા લેઇ આવી, ને શેઠને આ-પ્યા પછી મેહેલમાં શાવળીંગાને આપવા ગઈ. ત્યાં શાવળીંગાને ફુલના ગજરા આપીને તેની સાથે વાતો કરવા બેઠી એટલામાં રૂ-પાશા શેઠના મોટા ભાઈ પરદેશ ગયા હતા તે આવ્યા ને તેમને ખબર થઇ કે નાના ભાઈ આજ પરણીને આવ્યા છે, તેથી મ-ળવા જાઉં. એમ ધારી પોતે પાલખીમાં બેશી ત્યાં આવેછે. શા-વળીંગા કહે આ પાલખીમાં બેશી ધામધુમથી કોણુ આવેછે. એમ કરી બારીએ જોવા ગઇ તો શેઠની ને શાવળીંગાની એક નજર થતાંજ શેઠ મૂર્છાખાઈ પાલ ખીમાંથી ઉછળી હેઠે પડ્યા, એટલા-માં તો લોકો આવીને આંખો દાબવા માંડી કે શેઠને વાઈ આવી હવે શાવળીંગા માલણુને પુછેછે કે આ કોણુ આવ્યું ત્યારે મા-લણુ કહે કે તમારા જેઠ.

**દોહરો**—પાલખીયેથી પાડીયોને વળી જાણ્યો નહોતો જેઠ; સોને રીના ચોકમાંરે, વળી સારો તરફડે શેઠ. ૫૪૯

**ચોપાઇ**—સારો તરફડે શેઠ, સોનેરીયાના ચોકમાં; રમતાતા રંગ મોહોલ, ડોકાણા તમે ગોખમાં ૫૫૦ સાંધ્યા નેણું રાંબાંણ શેઠને તો પાડીયાં; જેમ ઊઘાડી તલવાર; ઘાવ એમ લગાડીયાં.

માલણુ કહે બાઈ તમે તો મહા જુલમ કરતાં દેખાઓ છો. પણ તમે ઊદાશમાં કેમ છો તે મને કહો.

**દોહરો**—મનમાં ઊદાશી નવ કીજીયેને, વળી નેણાં જુલમી બાંણ; મનની વાતો કરીએરે, બાઇ અમેરે તારાં વેચાણ.

હે બાઇ તું મને તારા મનની વાત કહે હું તારી વેચાણુ છુ. તારે મારામાં આંતરો ન ગણવો. શાવળીંગા કહે તું મને વચન આપે તો હું તને મારા મનની વાત કહું. પછી માલણે વચન આપ્યું એટલે શાવળીંગા કહેછે.

**દોહરો**—નગરમાંથી અમે નિસર્યાંને, વળી ઘેલુંરે કીધું બધું ગામ; પ્રાણના પ્રિતાળું રહી ગયાને; મારા છેલ છબીલા શ્યામ.

માલણ કહે કે બાઇ તમે એ વાતની કાંઇ ચિંતા કરશો નહિ ને એ આવશે તો હું તમને ને તેમને મેળવીશ. આજથી એની ખોળમાં રહીશ એમ કહી ઘેર ગઈ. હવે સદેવંત રાજાને દેવળ-માં ઘેરણ ઊતરયુ એટલે આળસ મરડીને બેઠા થયા. ને જુવે છે તો કોઇ દીઠું નહિં તેથી પોતે કહેછે.

દોહરો—કાંતો માઝનીએ ઓળવીને, વળી કાંતો સુંદર ગઈ સોય; પરનારી શું પ્રિતડીરે, ભુંડા ભૂલે ન કરીયે કોય.

**ચોપાઇ**—ભૂલે ન કરીયે કોય, પરનારી શું પ્રિતડી; લેઈ ગઈ જોને કોય, રાણીજીની રીતડી. ૫૫૫ પ્રિતુના પરિયાણ, તેતો અમે જાણીયાં; કડવાં કીધાં રાજંન, વાહાલાં કીધાં વાંણીયાં. ૫૫૬

એવી રીતે પોતે પસ્તાવો કરી ક્રોધમાં શાવળીંગાને ગાળો ભાં ડેછે. તે જોઇ હિરામણ પોપટ રાજાને કહેછે.

**દોહરો**—બોલે વનનો સુડલોને, વળી સાંભળો ઠાકોર એક વાત; ઘેરણ આવી નવ જાગીયારે, એનો ધાયુ લખી ગઇછે હાથ.

હે મહારાજ તમે મૂરખ જેવા છો. એનો બાપડી આવીતી પણ તમે ના જાગ્યા. તે સાંભળી રાજા કોપાયમાન થઇ પોપટને કહેછે.

દોહરો—લૂણ હરામી પોપટાને, વળી તું થયો લુણ હરામ; ઘેરણ આવી નવ જગાડીયોરે, મારૂં એકે ન સરીયું કામ.

**સોહલો**—એકે ન સરીયું મારૂં કામ, હઈયામાં રહી ગઇ ઝાઝી હામ; પંખી સાથે ન કરવી પ્રિત, લેઇ ગઇ મારી રાજવળાની રીત.

હે પોપટ એ આવી ત્યારે તેં કેમ ન જગાડયો તું લૂણ હ-રામ થયો માટે તને મારી નાંખીશ એમ કહી પોપટને પાંજરા-માંથી બહાર કહાડયો. પોપટ કહેછે હે રાજા તમે મારો છો શુ કરવા મને ઉરાડી મૂકો કે હું ગમે ત્યાં ભમતો ફરીશ. પછી રા-જાને દયા આવી તેથી ઉરાડી મૂકયો. પોપટ ઉડતાં ઉડતાં રાજાને કહેતો જાયછે.

**દોહરો**—અમે વનના સુડલાને. વળી વનમાં અમારો વાસ; અખંડ રેહેજો તમે રાજવીરે, અમે ન કરીયે તમારીરે આશ.

**સોહલો**—અમે ન કરીએ તમારી આશ, અને પંખી ન આવે તારી પાસ; ગુણવંતો ઉડીચાલ્યો ગંગારામ, સમસ્યા સમજ્યાનાએ છે કામ. ૫૬૧

હે રાજા હવે અમે તમારી પાસે નહિં આવીયે ને તમારી આશ નહિં કરીયે, તમે અખંડ રહો એતો ચતુર ને ધીરાનાં કામ છે. તમારા જેવા સહસા કરનારનાં કામ નથી. એમ કહી પોપટ ચાલતો થયો. હવે રાજા પોપટને ગયો જાણીને ઉદાશ થઇ બેઠા.

**દોહરો**—રાજા બેઠા ઉદાશમાંને, વળી નીચાં ઢાળીને નેણ; ગયો સભાગી મારો સુડલોને, વળી ગઇરે વિજોગણી સેણ. ૫૬૨.

સદેવંત કહે હવે હું એના પછાડી જોગી થઇશ. એમ ધારી પોતે લુગડાં લથડ પથડ પેહેરી ચાલ્યા.

**દોહરો**—પાટ પિંતાબર લડથડેને, વળી શેલ તે આટાં ધુંટ ખાય; શાવળીંગા તારે કારણે, સદેવંત જોગી થાય. ૫૬૩

**ચોપાઈ**—સદેવંત જોગી થાય, પરદિશા ચાલીયા; આવ્યા મેહોલા માંહે, રાણી પાટમદેએ ભાળીયા. ૫૬૪

જ્યાં સદેવંત પોતે એવો વિચાર કરી ઘોડાની ઘોડાળમાં ઘોડો લેવા જાયછે ને રાણીએ દીઠા એટલે પોતે પાછા વળી મેહેલમાં આવ્યા, અને સુનમૂન્ય થઇ ઉભા છે. પછી પાટમદે કહે છે.

**ચોપાઈ**—વિણાધાગા કેરો હાર, કંથા કયાંથી લાવીયા; મૂખ ભરયાં તંબોળ, તે નેણુનેં ચખાવીયાં ૫૬૫ ગાલે કાજળની રેખ, આંખુ બહરાતીનાં; ખજ કરી ખાય, ગળે તમે બાંધીયાં. ૫૬૬

જે શાવળીંગાએ દેવળમાં સદેવંતને પોતાના હઇયા સરસો ચાંપ્યો હતો તેથી તેને મોતીનાહાર પેહેરેલા તેના ગોભા સદેવંતની છાતીયે પડેલાને પોતે જાગવા સારૂં આખમાં પાંનની પીચકારી. ઓ મારેલીને પોતે રૂદન કરેલું તેથી પોતાની આંખનું કાજળ ધોવાઇને તેનાં ટપકાં સદેવંતના ગાલે પડેલાં તે જોઇ પાટમદે કહેછે કે મહારાજ આ વગર પરોવેલો હાર કયાંથી લાવ્યા. ને ગાલે મેશ કયાંથી ને સૌતો પાંન મોહોડેથી ખાય, પણ તમે તો આંખેથી ખાતા દેખા.

એ એ. લોક તેને રીતસર ખાયછે. પણ તમે તો ગળે બાંધ્યું દેખાય છે. આવાં પાટમદેનાં બાણુ જેવાં વચન સાંભળી સદેવંત કહે છે."

ચોપાઈ—ઓરે નારી અજાણ, આવીવાતો શું કરો; ઝાંઘ પોતાની ઉઘાડ, લાજે કાંઇ તમે મરો, ૫૬૭ વેઠયાં હોયે દુધ, ચોખા કેમ છાંડીયે; ગાયે ગળ્યાં રતન, તેનો ઓધર કેમ ફાડિયે. ૫૬૮

હે સ્ત્રી ગાયે રતન ગળ્યાં હોય તો શું થયું કાંઈ તેનું ઓધર (પેટ) ચીરાય માટે તું તારી ઝાંઘ ઉઘાડી કરેછે શરમ નથી આવતી ને મને મેણું તુંજ મારેછે. તો પછી બીજાનો શો વાંક તે સાંભળી પાટમદેહ કહેછે.

ચોપાઈ—જા ઘર ઝાજી પ્રિત, ના જઈએ તાંસ ઘર; જુઠા બોલે લોક, માનંગે સાચકર. ૫૬૯ જાવું હોય જરૂર નેણે નિંદા નવ કીજીયે; પર સ્ત્રીનો સનેહ, શરીર સાટે લીજીયે. ૫૭૦

હે મહારાજ જો ના હોય તો પણ રોજ પ્રિત હોય ત્યાં જઈએ તો લોક સાચું માને માટે હવે થવાની હતી તે થઈ ને તમે નિરાંત વાળી બેશો કેમકે હવે તો જવું નથી. તે સાંભળી રાજા કહેછે.

ચોપાઈ—જાવુંછે તો જરૂર, બાળપણાની પ્રિતડી; લેઈ ગઈ જોને કોય, રાજવળાની રીતડી. ૫૬૧

હે રાણી મારી આટલી વાત જાહેર થઈ છે તો હવે જવાનો તો ખરો તે સાંભળી રાણી કહેછે.

ચોપાઈ—વાહરે વાલમ વાહ; એડી નવ કીજીયે, રાજવળાની રીત, અવરોને કેમ દીજીયે. ૫૭૩ પ્રિતુના પરીયાણ, એનો અમે જાણીઆ; કડવાં કીધાં કુટુંબ, વાહાલા કીધાં વાણીયા.

હે મહારાજ તમે અમને કડવાં ગણ્યાં ને વાણીયાં વહાલા કરયાં એવું તે તમે એમાં શું વધારે દીઠું ત્યારે રાજા કહેછે.

ચોપાઈ—વાહ નારી કેરાં નેણ, ભમર કેરી પાંખડી; સુંદર મોહોલ મજીઠ, આંજી જેની આંખડી. બોલે ચંગા ચંગા વેણ,લાગે બહુ સારીયાં; શાવળીંઆ સમતોલ, ના આવે દુજી નારીયાં.

હે સ્ત્રી શાવળીંગાના બરોબર કોઇ દુનિયાંમાં પેદા થઇ નથી તું

તો એક તેની પાણી ભરનારીના બરોબર નથી. એવું તો જેનું બદન છે, તે સાંભળી રાણી પાટમદે ઘણા ક્રોધથી રાજાનેક હે છે.

**દોહરો**—કાંતો કટારા રાજા હણમરોને, વળી કાંતો મરોને વખ ખાય; પોતાના પ્રિતાળું માનવીને, કોઈ અવર પુરૂષ લેઈ જાય.

**ચોપાઇ**—અવર પુરૂષ લેઇ જાય, જતાંરે તેને વાળીયે; શું મોઢું લેઇને સ્યામ, બજારમાં ચાલીયે. તમે કહેતા હતા કોય, મારે વેપારી વાણીયા; લેઈ ગયા રૂપાશા શેઠ, માનીતી તમ રાણીયા.

હે રાજા કાંતો કટાર મારીને કે ઝેર ખાઇને મરો તમારી જે માનીતી રાણી લેઇ ગયા તેને પાછી વાળો શું મોઢું લેઇને બજારમાં ફરોછો તે સાંભળી સદેવંતને રીસ ચઢીને રાણીને કહેછે.

**દોહરો**—કોક કટારા હણ મરેને વળી કોક મરેરે વખ ખાય; સાચી હશે જેને પ્રિતડીરે, તેનો હય હાય કરે જીવ જાય.

**ચોપાઈ**—વાહરે કાંમન વાહ, મારા વેપારી વાંણીયાં; સરવ રાણી શીર મોડ, થાપું પાટોધર રાણીયાં.

હે સ્ત્રિ જેને જો સાચી પ્રિત હશે, તેને તો કટારે નહિ મારવો પડે ને ઝેરે નહિ ખાવું પડે તેને તો હાય કહેતાંમાં દમ નિકળી જશે. માટે તને આટલો ગુમાન છે તો તેને લાવી પાટોધર કરી થાપું તોજ ખરો. પાટમદે કહે ઠીક પણ તમે હવે જમો તો ખરા એમ કહી ભોજનનો થાળ લાવી મોં કને મૂકયો.

**દોહરો**—રાજા તમે ઉદાશીઆને, વળી ખાવુંરે હોય તો ખાવ; કામણ એવી કોણ મળીને, તમને દેઇ ગઇ કટારીના ઘાવ.

સદેવંતે જાણ્યું કે જો ખાવા રહીશું તો નાહાવું પડશે. ને ઘાવ લો વાઇ જશે. આમે રીસમાં ખાવું નહિં. એમ કહી થાળને ખશેડી મૂકયો.

**ચોપાઇ**—ભોજન ભરીયાં થાળ, મોં આગળ લેઇ મેલીયાં; પેઉને મન વાશણ, ઠેએ લેઈ ઠેલીયાં. ૫૮૩

સદેવંત ત્યાથી ઉઠી ઘોડાની ઘોડારમાંથી ઘોડો લેઇ સ્વાર થઇ ચાલ્યા. એટલે રસ્તામાં લાલાબારોટ શાવળીંગાને વળાવી પાછા આવતા હતા. તે સામા મળ્યા તેને કુંવર પુછેછે.

**ચોપાઇ**—વાહ કવેશ્વર વાહ, ભલે તમે આવીઆ; શેણુના સમાચાર, કેવા તમે લાવીઆ. શેણુ કેરી એકાંત, રૂદે તમે રાખજો, સાચેરે સાચી વાત, બારોટ મુજ આગળ ભાખજો.

હે બારોટ મને શાવળીંગાની ખબર કહો તે સાંભળી બારોટ કહેછે.

**ચોપાઇ**—સોનેરીયા ચોક માંહે, જયારે સતવંતી આવીયાં; તમે નોહોતા જાગ્યારાજ, બહુવાર લગાવીયાં. હેતે તોડ્યો હાર, વિખેરયાં સર્વ મોતીયાં; શાવળીંગાછે રથમાંય, જાયછે રોતીઆં.

એણે તો ઘણીએ વાર કરી પણ તમે જાગ્યા નહિં એટલે છેવટે ગઇ તે સાંભળી સદેવંત ખુશિ થઇ પોતે રાજપાટ, કટંબ કબિલો સર્વ મુકીને ચાલી નિકળ્યા. રાણી પાટમદે અગાશી ઊપર ચડી જુવે છે. કે મારા રાજા જાયછે તે રસ્તે ઘણા લોક સમજાવે છે. પણ રેહેતા નથી ને ચાલ્યા જાયછે. અંતે પોતે ગયા ને રાણીની નજરે પડતાં બંધ થયા. એટલે રાણી નિચે મેહેલમાં આવી મહા રૂદન કરીને કહેછે ને સરવે નોકર ચાકર પણ રૂવેછે.

**દોહરો**—ફુટ વેરણ થઈ જીભડીને, વળી જીભે કીધેલ નીરાશ, પાટોધર પધારીઆને, મારી એકે ન પોહોતી આશ; પાટોધર પધારીઆને, વળી ઘડીએ ન લાગી વાર; માંથાના મોડ ઊતરયાને, મારા ઊતરયા શણુગાર, રાખ્યા કોયના નવ રહે ને, મારા પાટોધર મેમાંણ; પોઊજીએ પરહરીરે, મારા રૂદાએ લાગેલ બાણુ.

**ચોપાઇ**—સુની પડી સેજ, સુનાં મંદીર માળીઆં, સુનાં બગીચાને બાગ; સુનાં ઝરૂખાં જાળીઆં. સુનાં મુકી ઘરબાર, રાજા જતા ભાળીયા; લોપી કુળની લાજ, સેણુના વચન પાળીયાં

**દોહરો**—રાણી રૂવે રંગ મોહોલમાં ને, વળ બાંધી રૂવેરે બજાર, દાશી રૂવે દરબારમાં ને, શેહેરમાં પડયોરે પોકાર.

સદેવંત કુંવર પોતાના ઘોડાને પવન વેગે મારી મુકયો ને પોતે મનમાં જાણેછે કે હમણાં મળશે. એટલામાં વગડામાં ગોવાળીઆે રાજાની વાટ જોઇ બેઠોતો તે રાજાને આવતા જોઇ કહે છે.

**દોહરો**—સાજ સોનેરી ઘોડા જરકસીને વળી અલબેલારે અ-

સ્વાર; ઊભા રહોને ઠાકરારે, કહું શેણનો સમાચાર.

હે મારાજ તમે ઘોડો ઊભો રાખો. હું શાવળીંગાના સમાચાર કહું. તે સાંભળી સદેવંતે ઘોડો ઝટ ઊભો રાખ્યો. ગોવાળીઓ કહે એનો પહોંચવા આવી હશે. ને તમે તો અત્યારે જાઓછો. માટે કંઇ રાત પડે વાસો રહેજ્ને ને આગળ જતાં રસ્તા બે આવશે. માટે તપાસી જજો એનો મને પોહોર દહાડે મળી હતી. આ એક હાર આપી ગઇછે. હું તમને કહેવા અત્યાર સુધી બેશી રહ્યો હતો તે સાંભળી સદેવંતે પાછો ઘોડો મારી મૂક્યો. ને જ્યાં બે રસ્તા આવ્યા એટલે ખચકાઇને ઊભો રહ્યો. ને કહેછે કે હવે કીયે રસ્તે જવું અહીં ગાડી તો છુટેલી છે તેના ચીલા પડેલા છે માટે કાંઈ નિશાની કરી ગઈ હશે. એમ વિચાર કરતાં પાળીઆ ઉપર ને પીંપળે ઘાવ જોયા તે વાંચીને ડાબો રસ્તો મૂકી જમણે જડપ ચાલ્યો આગળ જતાં સંધ્યાકાળ પડી, ને અંધારૂં થયું એટલે પોતે રસ્તામાં એક મસીદ પડેલી હતી તેમાં જઈ ભૂખ્યા તરસ્યા પડી રહ્યા. હવે શાવળીંગાની પાસે રાત્રે પાછી માલણ આવી એટલે શાવળીંગા ઉદાશ થઈ માલણને કહેછે.

**ચોપાઈ**—હાયરે સહીયર હાય, રેણુ કેમ કહાડશું, નહિ આવે સોનેરીનો સ્યામ, પ્રાણ અમે પાડશું હું બેઠીછુંરે મેવાડ, પીયુ મેલ્યો માળવે; જોબનવંતી નાર, જોબન કેમ જાળવે. સોનેરીના સ્યામ, હજુ કેમ ના આવીઆ વાહરે વાલમ વાલ, અમને કેમ વિસારીયાં સોનેરીના શ્યાંમ, તે સું બાંધી પ્રિતડી; હેતેને પ્રિતે આલેલ, રાણીજીની રીતડી. રૂડો મારો પીઊ. અમે તો રૂડીયાં, હોય સજન ગળે બાંય, ખળકેછે ચુડીયાં.

તે સાંભળી માલણ સાવળીંગાને મન વળાવે છે.

**ચોપાઇ**—તારી આંખડીએ કાજળ આંજ, મોઢુ અડતું લાગશે પરદેશણના સ્યાંમ, સવારે ઘેર આવશે.

ત્યારે શાવળીંગા પાછી માલણને કહેછે.

**ચોપાઇ**—મીઠાં મોળાં અન્ન, કેમરે આરોગીએ; હોય પોતાનો

સાજન, તેને કેમ વિસારીએ.

ત્યારે માલણ વળી શાવળીંગાને કહેછે.

**ચોપાઈ**—જેનાં પેહેર્યા હોય સુવાગ, તેના દુવાગ કેમ વાંચીએ, અલબેલી કામ, ઓછું નવ ભાખીએ. અલબેલા રાજ કાલે ઘેર આવશે; કરી વાલેશરી વાત, હેતેરે બોલાવશે.

હે બેહેન તું શીદને વલોપાત કરે છે જોને કાલ તો એ વાવ્યો ઊગશે કેમકે તને આટલું થાયછે તો એને કાંઈ ફિકર હશે કે નહિ. પછી માલણ શાવળીંગાનું મન વળાવીને ઘેર ગઇ શાવળીંગા પોતે એકલી બેઠીછે એટલામાં શેઠ દુકાનેથી આવ્યા અને શાવળીંગા પાસે આવી કહેછે કે ચાલો રંગ મેહેલમાં સુઇ રહીયે ત્યારે શાવળીંગા કહેછે મારે તો સુવું નથી. કેમકે હું ઘેરથી નિકળી ત્યારે દેવીની માનતા માની હતી કે જો હું સચરાચર સાસરે પહોંચીશ તો સાત દિવસ સુધી એકાંત આસન ઊપર ભોંય સુઇ રહીશ. રૂપાશા શેઠ શાવળીંગાનાં વચન સાંભળી ખુશિ થયા કે સ્ત્રિ મહા ચતુર છે. પછી પોતે રંગ મેહેલમાં જઈ છપર પલંગ ઉપર સુતા અને શાવળીંગા મેહેલની બહારની મેર છજામાં ઝરૂખો કહાડેલો હતો. તેમાં જઈ સુતી મધરાત થઇ એટલે દરબારમાં ચોઘડીયાં, વાગવા માંડ્યાં. ને એકાએક વાને વંટોળીઓ થઇ વિજળીઓના ચમકારા થવા માંડ્યા. ને ઝરમર ઝરમર વરસાદ પણ આવવા માંડયો છે, ને નદીનો પ્રવાહ વહેછે, કોઇ માણસનો અવાજ સંભળાતો નથી. ફક્ત નાના પ્રકારનાં પક્ષિઓ મોર, કોયલ, ને તમરાંના તીણા અવાજથી ગુંજાર થઈ રહ્યુંછે. બપૈયા ને ડેડકાં ડુગડુગાટ કરી રહ્યાંછે. ને થંડા પવનની લેહેરો આવે છે તે જોઈ પોતાનાં મનમાં શાવળીંગા કહેછે.

**ચોપાઇ**—ઊંચારે મેહેલ આકાશ, ત્રંબાળુંરે જળ હળે; વરસે પાઉસ મેઘ, નદીએ નીર ખળ ભળે; રેણુ અંધારી ઘોર, બપૈયા બોલીઆ, કથા તમારે કાજ, તજીશું ઢોલીઆ.

હે મહારાજ તમારે કાજ હું ઢોલીઓ મૂકીને પાસાં ઘસુશું પછી

એમ કહેછે એટલામાં સદેવંત સાંભરી આવ્યો ને છાતીએ ડુમો ભરાયો ને પોતે રૂદન કરેછે તે જાણે શ્રાવણને ભાદરવો વરસી રહ્યો હોય તેમ થઈ રહ્યું પછી ક્રોધ કરીને બપૈયા કોયલને મોરને કહેછે.

**દોહરો**—બપૈયા તુંને હમે મારશુંને, વળી છંડે અમારૂં ગામ; અડધી રાતનો પોકારે છે ને, મૂવા લેછે પીયુનુંરે નામ.

**ચોપાઈ**—નેણે ભાદરવો નીર, અંગો અંગ વેહેત હે; દાઝ ઉપર લુણ, બપૈયા કયું દેતહે. કોયલ શીદને કોય, તું તો બોલે વનમાં, ગોરી બેઠાં ગોખ, વિચારે છે મનમાં રેણ રહી પાછલી પોહોર, કુકડા બોલીયા; દરવાજા હતા કોય, દરવાને ખોલીયા. જીણે સાદે કોય, મધુર મોર બોલીયા; કંથા તમારે કાજ, તજીયું ઢોલીયા.

એવી રીતે પોતે મહા રૂદન કરેછે એમ કરતાં પ્રભાત થયો પછી શાવળીંગાની દાશીને તેજ ગામના રાજા વિરમદેવની કુંવરી કનકાવતીની દાસી બનેને સહીપણાં હતાં તે રોજ સાથે સવારમાં સરોવર ઉપર નહાવા જાય તે ઊઠીને બંને જણીઓ તે દહાડે પણ ગઇ હવે સદેવંત કુંવર પણ મસીદમાંથી પાછલી પોહોર રાત લઇને ઉડયા હતા તે પ્રભાતમાં તેજ સરોવર ઊપર આવી ઘોડો બાંધીને પોતે રાતના તરસ્યા હતા તે પાણી પીવા ગયા ને ઘાવ ભુંસાઈ જાય તેથી પશુની માફક નીચા પડી મોંથી પાણી પીધું. હવે પેલી બે સઈપણીએ તેમને પાણી પીતા જોયા. એટલે શાવળીંગાની દાસી કંનકાવતીની દાસીને કહેછે ઓ બેહેન આ કાક મોંઢે પાણી પીયેછે. તે ગાંડીયા જેવો હશે ત્યારે કનકાવતીની દાસી પોતે મહા ચતુર છે. તે તેના હાથ ઊપર ઘાવ જોઇ તેનું તેજ જોઈને કહેછે કે એતો કોઇક કામી પુરૂષ છે. એને હાથે તો ઘાવ લગેલા છે એવી રકઝક કરતાં બંને જણ પોત પોતાના ઘર ભણી ચાલ્યાં. કનકાવતીની દાશીના મનમાં કે જઈ મારી બઈને ઝટ કહું. કે તમે ઇચ્છાવર વરવાને ખોળોછો તેવોજ આવ્યો છે. એમ ધારી પોતે કનકાવતીની પાસે જઇ કહેછે.

**દોહરો**—બાઈ સરોવર આપણે ને, અચરજ દીઠું સખી સાથ

પશ. પ્રમાણે નીર પીએને, વળી નીર ન બોળે હાથ

હે બાઈ હું આજ મારી સહીપણીની સાથે સરોવર ઉપર નહાવા ગઈ હતી ત્યાં એક એવો પુરૂષ જોયો કે તે પાણી મોંઢેથી પીયે ને એને હાથે ઘાવ લખેલા છે. ને કોક કામી જેવો મને લાગે છે તે સાંભળી કનકાવતી કહે કે તે તું મને દેખાડ ત્યારે દાસી કહે કે તમે તમારા પિતાની રજા લ્યો કે હું જે જળ દેવતાને ગાગર બેડીયાં પૂજતી હતી તે વરત મારે ઉજવવું છે માટે વરઘોડો ચહાવી મારી સાથે મોકલો. અને પણે શાવળીંગાની દાશી શાવળીંગાને કહે છે. કે બાઇ આપણા સરોવર ઊપર કોક પુરૂપ આવ્યો છે તે મોંડેથી પાણી પીયેછે ને હાથે કાંક લખેલું છે તે ગાંડો હશે કે નહિ ત્યારે શાવળીંગા કહે કે તારી નજરમાં આવે એવો દાશી કહે કે મને તો ગાંડો માલમ પડેછે ત્યારે તે કહે કે તેવો હશે. (શાવળીંગાના મનમાં તો નકિ થયું કે સદેવંત આવ્યો હવે માલણ આવે તો મોકલું તેથી માલણની વાટ જોઈ બેઠી) હવે કનકાવતીના પિતાએ વરઘોડો ચડાવી આપ્યો એટલે પોતાની સોળસેં સાહેલીઓને લેઈ જાયછે. તેમના માથે ગંગા જડીત્ર ઉઢાણીયો ને સોનાનાં બેડાં તે ઉપર રૂપાની ઝારીઓ ને તેના ઉપર કુંદનના કળસ મુંકી સોળે શણગાર સજી રૂમઝુમ કરતી સરોવર ઉપર ચાલી ને જ્યાં સરોવર પાસે આવ્યું એટલે વરઘોડો વેગળો ઉભો રાખી પોતાની સાહેલીયો લેઈ સરોવર ઉપર આવી તો સદેવંતને ઝાડ નિચે બેઠેલો જોઇ માહા મોહિત થઇ ગઇ પોતે વિચાર કરેછે કે મારી સાથે સાહેલાયો છે તેથી કેમ બોલાવાય માટે સાહેલીઓને આઘી કહાડું એમ ધારી સાહેલીઓને કહે છે કે તમે આ સરોવરમાંથી પાણી ભરી સરોવરની પ્રદક્ષિણા ફરો ત્યાં લગી હું જળદેવતીની સ્થાપના કરૂંછું પછી સર્વે સાહેલીયો ગઇ એટલે કનકાવતી સદેવંતને બોલાવા વાસ્તે ઘણાં ઘણાં નખરાં કરેછે ને વારેઘડીએ તેના સામું જુવે છે. પણ સદેવંત તો બોલતા નથી. ને સામુંએ જોતા નથી. મનમાં કે જેને સારૂ આવ્યા તે મળે તો ફેરો સફળ થાય. વચ્ચે બીજાની

ક્યાં પળા કરતા ફ્રીયે પછી કનકાવતી તેને બોલાવવા સારૂ પોતાનો હાર તોડી સાંમાં બગલાં બેઠાં છે તેને મોતી મારી ઉડાડેછે. ને ચીરમાં કાંકરા ભરી પછાડે છે ને પોતાની ગાગરને નખ ઉપર પાણી ચઢાવી ટીપેટીપે ભરવા માંડે છે તોએ સદેવંત સામું જોતા નથી. ત્યારે કનકાવતી બોલી.

**દોહરો**—નખે નખે ઘડો મેં ભરયો ને, વળી મોતીડે ઉરાડ્યાં બગ; કાંકરે ચીર કુટી પછાડીયાં ને, વળી તોએ ન બોલ્યો ઠગ.

કનકાવતીના બોલ સાંભળી સદેવંત કહે મને ઠગ કહ્યો. માટે કાંઇ ઊત્તર આપું.

**દોહરો**—નથીરે દેશ માહરોને, ગોરી નથીરે બોલ્યાનો લાગ; માથું વાઢે મૂવા મુગલાને, મારૂં ધડ ના પામે આગ્ય.

હે સ્ત્રી મારૂં શેહેર નથી કેમકે પારકા દેશમાં માથુ વાઢી જાય તો મારૂં ધડ આગ્ય પામ્યા વિના રઝળે. તેથી નથી બોલતો. ત્યારે કનકાવતી તેનો અવાજ સાંભળી ઘણી મનને વિશે મોહિત થઇ કે વરૂ તો હવે આને વરૂ નહિં તો બીજા મારે ભાઇબાપછે. એમ ધારી સદેવંતને કહેછે.

**દોહરો**—અગર ચંદનની મગાવું કાહીંયુંને, તેની ચોરે ખડકાવું ચે; મારા સારૂં તમને મારશે તો, ભેગાં બળીશું આપણુ બે.

હે મહારાજ તમે ડરોછો કેમ, જો મારા સારૂં તમને મારશે તો હુંને તમે બે મરીશું. સદેવંત કહે આતો શુકનમાં મરવાનીજ વાત કહેછે. ને મારે તો હજી વીવાના ધોળ ગાવાં છે. તેથી રીસ કરી કનકાવતીને કહેછે.

**દોહરો**—છત્રપગીને ખુડપગીને, તારે લમણેછે ઝાઝેરીરે લીખ; તુંજ જેવીને સંગરીએ તો, વળી ઝાઝીરે માગીએ ભીખ. ૬૧૫

હે સ્ત્રિ તારા જેવીની સંગત કરીને શું ઘણી ભીખ માગવીછે. કનકાવતી કહે જો રાજાને હાવો પાછો ઉતર આપીશ તો ઘણા રીસે ભરાશે માટે તેમને સારૂં લાગે તેમ કહું.

**દોહરો**—ઘોડા તે બાંધું ઘોડારમાંને, રાજા નીરૂંતે નાગરવેલ;

મુજ સરખી ગોરીયાંને, વળિ તમ સરખા છેલ.

હે રાજા તમારો ઘોડો મારી ઘોડારમાં બાંધી તેને નાગરવેલ ખવરાવીશ. હું ને તમે સરખાં સરખી માટે તમે મારે ઘેર ચાલો. પછી સદેવંત બોલ્યા.

દોહરો—મારો ઘોડો ના રહે ઘોડારમાંને, વળી ન કરે પરાઇરે આશ; તારા જેવી લુંડીઓ તે, વળી દળી ભરડી લેઇ જાય છાશ.

હે સ્ત્રિ તારા જેવી લુંડીયો તો મારે ત્યાં દલણાં દળી છાશ લેઇ જાયછે. કનકાવતી કહે મારે તો રાજાને સારૂં લાગે તેમ કહેવું. અંતો મને ગમે તેમ કહે. તેથી પાછી સારૂં લગાડી કહેછે.

દોહરો—પ્રિતમ તમારે કારણેને, હુતો શોશો કરૂંરે પડપંચ, તમ પરણ્યા મારા પાતળારે, જેવા પૂનમના ચંદ પૂનમે પૂરો ઊગેને, વળી બીજે તે અડધો કહેવાય; જેવો મહિમા બીજનો તે, વળી પૂનમે ક્યારે થાય.

હે સ્ત્રિ તું મને પૂનમનો કહેછે પણ તેની તો વણી શોભાનથી. જેવી બીજની છે તેવી. કેમકે લોકો બીજનો જોવાને આતુર હોય છે. ને પૂનમને દિવશે કોઈ જોતું નથી. તે સાંભળી કનકાવતી કહેછે.

દોહરો—હું તમારી ગોરીયાંને, તમે પ્રિતમ મારા જાણ; ઊગારો તો ઉગરૂંરે નહિ તો મૂકીશ મારા પ્રાણ. ૬૨સ

હે મહારાજ તમારી હું સ્ત્રિ થઇ ચુકીછે જો તમે ઊગારો તોજ હું ઊગરવાની છું નહિં તો તમ વિયોગે ઝુરીને મારો પ્રાણ મુકીશ. આવું સાંભળી સદેવંત વિચાર કરેછે કે આતો લપ વળગી. તે કેમે જશે નહિં ને મારે હજી પેલીની ખોળ કરવીછે. માટે તેને એવું કહું કે ઊભી રહે નહિં. એમ કહી કહેછે.

કવિત—બેંસકો રૂપ બની એક સુંદર, છાત્તી કે પાટ જુવે લટકે; નાકનમેં ગજ બેલકો મોતી, ધુઘટમે જો ગધો અટકે, તેડીસી ચાલ, મૃદંગસી કમર, ઝોલી સો પેટ જુમે લટકે; આવત જાવત નેન લડાવત, એસી ગધીસે ગધો અટકે.

હે સ્ત્રિ તારા જેવી ગધેડીની સાથ ગધો હોય તે બોલે આવાં

રાજાનાં વચન સાંભળી કનકાવતી કહે કે હવે રાજા ચિડાયા માટે આલ કોક તરાઇતિની સાથે મેળાપ કરીને બોલાવીશ. એમ કહી પોતે પોતાનો કુંભ પાણીથી ભરી પોતે શીર ઊપર મૂકેછે. તે ભારે હોવાથી ખભે ટેકી માથે મૂકયો. તે જોઇ સદેવંત ખુશી થઇ કુંભને કહેછે.

**કવિત**—ઠમકત ચાલચલે ગજ સુંદર, છુટી લટાં જેસો નાગહે કારો; દેવ નિહંગ વિહંગ કીયે પૂન, સૂંદર રૂપ મહા ઊજીઆરો; ચંદ્રમૂખીજ ઊઠાય કે ઊપર, ચુંબન લેકર શીશ સુધાર્યો; સદેવંત કહે સુનિયો સરોવર ત્રઠ, ધન ધન કુંભજીહારો તિહારો.

**કવિત**—આગેસે મારન લઇ કોદારન, ગધે ચડાય બજાર ફિરાયો; પાણીસે છાંટકે ડાગસે મારકે, રેણુ સીયાલેકી લાત ગુદાયો; ચાક ચડાય થપડ મારકે, શીશ કાટ અગન તવાયો; એતનો દુઃખ સહ્યો સદેવંતતા, એતનો સુખમે આજન પાયો.

**કવિત રેખતો**—સુણો રાજંદ્રજી પ્યારે, નેનુસે મત રહો ન્યારે: શીશ સુરંગી પાઘળી સોહીયે, લસતબસત લાલચી મોહીયે; ગલેના મા દુદામીકા, કમર પટકા બદામીકા: ખભે ગડગીંડેકી ઢાલે, હાથ મે રૂમીહ ભાલે; કમરે કટારા હે બંકા, શિરોઇ તલવારકા ડંકા; સજન મોરા ફુલકા ભોગી, ફુલમે હો રહ્યા જોગી; જીનું કે હાથમે ગજરા, દેખુ સારી રેનકા મજરા; જોગી પીછે જોગન થાઊંગી, સજનકું મત લાઊંગી; ધનબીચ ચંદની ચટકી, ગલે બીચ નાગની લપટી. એહકી કોયલડી બોલી, બદન મેરે લગ રહી હોલી; આઇ મે જોબનકી માતી, નપાયો સેજકો સાથી; કનકાવતી બોલી તુતી, તેરે પાછે લગાઊંગી દુની; મોતી કહે ચલ્રી સાહેલી સાથી, છુટાજ્યું મકના હાથી.

કનકાવતી પોતે એવા તુરંગ મનમાં કરતી વરગોડો પાછો ચઢાતી ઘર ભણી ચાલી આવેછે.

**સોહલો**—ઠમક ઠમક ચાલી પનીહારી, અને લટકત ચાલ ચલે ભારી; ધમક ધમક ઘૂઘરવાલી, સોના બેડલુ ને રૂપા ઝારી. ૬૨૫

**ચોપાઇ**—ચલે ઠમકતી ચાલ, ચલન ગત નારીયાં.; કાજળ કાળી રેખ, નેણુંમે ડારીઆં ॥૬૨૬॥ પ્રિતમને જોઇ સુંદર, મોહોલે પધારીયાં; એવા રાજન ઉપર, લાલ હું વારી વારીયાં. ॥૬૨૭॥

કનકાવતી આવી રીતે પોતે રૂમઝુમ કરતી પોતાના મેહેલમાં આવી, હવે શાવળીંગા માલણની વાટ જુવે છે. એટલામાં પેલી માલણ તેને મેહેલે ગઈ પછી શાવળીંગા માલણને કહે છે કે મારા અલબેલા રાજા સરોવર ઉપર આવ્યા છે માટે તું ઝટ જઈ ખબર કાઢય કેમકે એમની પાસે ઘોડા હશે તેથી તું તારે ઘેર તેડી લાવ્ય ને પછી અતીતનો વેશ લેવરાવી મારે મોહોલે મોકલજે. જ્યારે હું એને જોઈશ ત્યારે અન્ન પણ ખાઈશ. માલણ કહે બાઈ ખરચી પાણી, પછી શાવળીંગાએ શેઠની મઝુસ ઉઘાડી માંહીથી રૂપીઆ પાંચસેંહેનો તોડો આપ્યો. તે લેઇ માલણ કનકાવતીને મેહેલે ફૂલ આપવા ગઈ. કનકાવતી માલણને જોઈ ખુશિ થઇ કહેછે કે તું મારૂં એક કામ કર; મને મારા લાયક વર મળ્યોછે તે હાલ સરોવરપર છે માટે તું જઈ તેને ગમેતેમકરી તારે ઘેર લાવી મારીસાથે પરણાવ. માલણ કહે ઠીક; પણ ધીરજ રાખેથી બનશે, ત્યારે કનકાવતી કહે લે તનં મારી સો મોહોરોનો હાર ખરચીને માટે આપુછું પણ તેને તું ગમેતેમ કરીને લાવ્ય. માલણકહે ફિકર નહી. એમ કહી તુરત ઘેર આવી એટલે તેનો ધણી, કહેછે રાંડ કેમ પાછી આવી ત્યારે માલણે પેલી મોહોરો ને રૂપીઆ માળીના મોં કનેમૂકયા તે જોઇ માળી તો ખુશી થઈગયો; માલણ કહે તમે આટલું કેદહાડે કમાવાના હતા? માળી કહેછે કે હે સ્ત્રિ હવે ગમે ત્યાં જા કોઈ તારૂં નામ લેનાર નથી; જો કોઈ પૈશાવાળો હોય તો લેઇને આવજે આપણે તેને ખાલી કરીશું પછી માલણને તો રજા મળી એટલે વાર શી પોતે પાણીનું બેડું લેઇને સરોવર ઉપર આવી. અને સદેવંતને જોઇને કહેછે.

**દોહરો**—કીયારે દેશના તમે રાજવીને, વળી કીયાંરે તમારાં ગામ શારે કારણ તમે આવીયાને, વળી શું છે તમારે કામ.

**દોહરો**—નથીરે અમે રાજવીને, વળી છેટે અમારાંરે ગામ; આવ્યા છીએ પરદેશમાંરે, ભુંડી ચાકર રહ્યાનુંરે કામ.

હે સ્ત્રી અમે રાજા નથી પણ પરદેશમાં ચાકરી કરવા આવ્યાં; છીયે. તે સાંભળી માલણ કહેછે.

**દોહરો**—ચાકર જોગ નથી સાહબાને, વળી ચાકર તમ ઘર

હોય; આવ્યા છો કુળવંતીને કારણેને, વળીઅસત વચન શું કહોય.

મહારાજ તમે ચાકર જોગ નથી. ને તમે જે કારણે આવ્યાછો તે હું જાણું છું ને તમારે સારૂજ અહીં આવી છું આવાં માલણનાં વચન સાંભળી સદેવંતને ખાત્રી થઈ કે નકિક એણે મોકલેલી પણ એનું નામ એની પાસે દેવરાવું; પેહેલું હું કહીશતો પછી એ નહિ હોય તો ફજેતી થશે. માટે તેનેજ પુછું એમ કહી કહે છે.

સોહલો—કોણ નગરમાં રાજા રાજ કરે, અને કેની કેની દુવાઈ ફરે; સુખીઆં દુઃખીયા કોણજ છે, તે વાત મુંજ આગળ કહે.

સોહલો—રાજા વીરમદે રાજ કરે, ને પૃથુરાજની દુવાઈ ફરે; એક દુખીયારી રૂપાશાની નાર, અને તેના તમે લાગોછો અણુસાર.

સોહલો—તુંને આજથી મારી બેહેન ગણું, ને તારા સાહોરીયામાં વડાઈજ કરૂં; નવું પેહેરાવુ દક્ષણીનું ચીર, કરી લે મને વાલેશરી વીર. ૬૩૪

માલણ સદેવંતને કહેછે. મારે તો ચીર જોઇતું નથી. પણ એક વચન આપો ત્યારે સદેવંતે વચન આપ્યું માલણ કહે કે જે હમણાં સ્ત્રિ આવી હતી તેને તમારે પરણવી પડશે. સદેવંત કહે એ વાતતો કરવી નહિં માલણ કહે ત્યારે તમે સાચા બોલા પણ નથી. સદેવંત કહે એક વખત મને શાવળીંગા મળે.ને પછી એને પરણીશ. માલણ કહે તમે ગમે ત્યારે પરણજો. પણ એને પરશો તો તમારૂં કામ થશે. કેમકે એ રાજાની કુંવરી છેને તમે તેને ઓથે જશો તોજ શાવળીંગા મળશે. નહિં તો માજન તમારીને શાવળીંગાની વલે કરશે. પછી માલણ સદેવંતને લેઇ પોતે અગા.ડીને રાજા પછાડી. એવી રીતે ઘેર આવેછે. ત્યારે પોળાના લોકો સદેવંતને પુછેછે કેભાઇ તમે કોણછો. ત્યારે સદેવંત તેમને જવાબ દેછે.

સોહલો—અમે જાતના સોદાગર છઈએ, આ બાઇના પીયરમ રહીયે; મારે એને ફરીઆ દાલજ છે, ને તે માટે મુંને ભાઈ ભાઇ કહે

સદેવંત આવી રીતે લોકોને જવાબ આપતો માલણની પાછળ પાછળ તેને ઘેર ગયો. સદેવંત કહે જોગી થઈ એને જોઈઆવું પછી જમીશ. માલણ કહે એમ કરો. પછી સદેવંતે પોતાના શરીર

ઊપર ભભૂત ચડાવી દીધી ને માથાના વાળ છુટા મૂકી હાથમાં ઝોળી ઝંડો લેઈ પોતે અ- બધુત બની તઈયાર થયા

**ચોપાઇ**—છુટે કેશે કાય, નગરમાં ચાલીયા; ભભૂત ગોળા હાથ, બાળે નાથે ઝાલીયા. અછતવાળા અતીત, નગરમાં ચાલીયા; સારા શેહેરના લોક, ચાકરે ચડાવીયા.

જ્યાં સદેવંત આવા ડોળથી શાવળીંગાના મેહેલ આગળ સોનેરીઆ ચોકમાં જઇ અલખ જગાવ્યો સદેવંતનો અવાજ સાંભળી શાવળીંગા વીચાર કરેછે.

**ચોપાઈ**—એતો મારો સ્વાંમ, તેતો નિરખે જાણીયે; આવની કરીએ એકાંત, સાકરૂં વેંચીએ. ૬૩૮

જ્યાં શાવળીંગા ઝરૂખે આવી જુવેછે તો સદેવંતને દીઠો. પછી ખુશિ થઈ રાજાને કહેછે.

**દોહરો**—પગરે પ્રમાણે પેહેરી ચાખડીને, રાજા છૂટારે મેહેલાજોને કેશ; સૂણ સૂણરાય સદેવંતારે, તેંતો ભલો બનાવ્યો વેશ.૬૩૮

હે મહારાજ તમે મારા કહ્યા પ્રમાણે, બરોબર જોગીનો વેશ બનાવ્યોછે. એટલામાં એની નણદ લીલાવતી આવીને કહેછે કે જમવાની વખત થઈછે ને તમે કેમ બેશી રહ્યાંછો. શાવળીંગા લીલાવતીને જોઈ મનમાં કહેછે કે વળી આ પાપ ક્યાંથી આવ્યું. હવે રાજા સાથે વાત થશે નહિ ને વરસાદ પણ આવવા માંડ્યો. તેને લોટ આપવાનું બાનું કરી હેઠે જઇ વાત કરીઆવુ એવુ ધારી નણંદને કહેછે.

**સોહલો**—મેહલો વરસે કાળી ધાર, બાળુડો જોગી ઊભો છે. દ્વાર; બાળો જોગી બહાર ભીંજે, ને કહોતો બાઈ અમે ભિક્ષા દીજે.

હે બાઈ આ જોગી બહાર પલળે છે. તેને કોહોતો ભીક્ષા આપી આવું લીલાવતી જોગીનું નામ સાંભળી ઝરૂખે જુવે છે. તો કોઇ મહા તેજસ્વી રાજ અંશ જેવો દીઠો.

**કવિત**—તારેકી જોતમેં ચંદ્ર છૂપે નહિ, સૂર્ય છૂપે નહિ બાદલ છાયા; રાંડ પડે રજપૂત છૂપે નહિ દાતા છૂપે નહિ ઘર માગણ આયા; ચંચલ નારીકે નેન છૂપે નહિ, પ્રિત છૂપે નહિ પીઠ દેખાયે કવિ ગંગ કહે સૂણ શાહા અકબર, કરમ છૂપે નહિ ભભૂત લગાએ

પછી લીલાવતીએ મનમાં ઓળખ્યો કે મને એના પિયરમાં ધક્કા મારયો હતો એવો છે. એવું ધારી રીસ કરી શાવળીંગાને કહેછે.

**સોહલો**—બાવો નથી એ છે બાવનવીર, ને ઊતારે વહુ એ તમારાં ચીર; જેને બતીઓ છે દીસે લાંઠ, એવા ઠગ ફરે સોને સાઠ.

હે ભાભી તમે તો જાણતાં હશો કે એ કોક જોગીછે. પણ એતો ઠગ છે. શાવળીંગા કહે આપણે શું. ગમે તે હોય આપણે તો એને અભિયાગત જાણી આપવું છે. આવું સાંભળી લીલાવતીએ સિપાઈને બોલાવી કહ્યું કે આ જોગીને મારી કહાડો પછી સિપાઈયે તે સદેવંતને ધકા મારી ને કહાડયો. હવે સદેવંત શાવળીંગાના ઉપર ક્રોધ કરીને કહેછે. કે રાંડે મને ધક્કા મરાવ્યા. પછી માલણની પાસે જઈ બધીહકીગત કહી. માલણ કહે કે ભાઈ તું જમી લે ને હું એની પાસેજઈ તને કાલે મળે એવો બંદોબસ્ત કરી આવીશ પછી સદેવંતે ખાધું. હવે માલણ ફુલ લેઈ શાવળીંગાના મેહેલે ગઈ શાવળીંગાએ માલણને જોઈ તેના ખોળામાં માથું મૂકી ધ્રુશકે રોવા બેઠી અને કહ્યું કે મારી નણંદે તો એને કાહાડી મુકાવ્યો. અને સિપાઈને હુકમ કર્યો કે હવેથી કોઈ ભીખારીને પેસવા દેશો નહિ. માલણ કહે તું શિદને ચિંતાકરેછે. હું સો ઉપાય કરી તારે મેહેલે મોકલીશ. શાવળીંગા કહે એ વાત ખરી પણ મેં શેઠને સાત દિવસનો વાયદો કરયો હતો. તે આ જ સાતદીવસ પૂરા થશે. તે શો ઉપાય કરૂં. માલણ કહે કે શેઠ આવે એટલે પેહેલ વેહેલી વચન લેઈ કેહે જે કે મને એક હુંશ છે તે પૂરી કરો પછી શેઠ વચન આપે એટલે કહે જે કે એક નવો મેહેલ બંધાવો ને તેમાં આપણે વાસ પુજા કરીએ પછી હું સદેવંતને તારે ત્યાં મોકલીશ. એમ કહી માલણ પોતાને ઘેર આવી સદેવંતને કહે ભાઈ એ મેહેલ નવો ચણાવા માંડે ત્યાં મજુર થઈ જવું પડશે. ત્યારે સદેવંત કહે ભીખની બેહેન મજુરી ભીખ માગી ત્યારે તગારાં ઉપાડતાં શી શરમ આવશે. હવે રાત પડી એટલે રૂપાશા શેઠ શાવળીંગા પાસે આવ્યા પછી શાવળીંગા શેઠને કહે કે તમે મને વચન આપો કે હું કહું તે તમારે કરવું. પછી શેઠે કહ્યું લે આ મારૂં વચન છે. શાવળીંગા શેઠનું વચન લેઈ કહ્યું કે તમે એક

નવો મેહેલ કરાવો. ને તેમાં આપણે વાસપૂજા કરીએ. શેઠ કહે ઠીક. પછી શેઠે ગુમાસ્તાને બોલાવી કહ્યું કે એક મેહેલ હાલ હાલ કરાવવો છે. માટે જે સામાન જોઇએ તે ઊતાવળા લાવો. ને શેહેરમાંથી કડીયા સૂતાર જેટલા હોય તેમને બમણો રોજ આપી. આપણે ઘેર લાવો ગુમારતા એ શેઠનું કહ્યું સાંભળી તરત સામાન લાવી ઢગલા કરાવ્યા. ને આખા શેહેરના કડીઆ સૂતાર ને મજુર બોલાવી. તાબડતોબ કામ ચાલતું કર્યું. હવે પેલા કડીઆ ને મજુરનાં ટોળે ટોળાં માલણના ઘર આગળ થઈને જાયછે. ત્યારે માલણ તેઓને પુછેછે કે તમે ક્યાં જાઓછો મજુરો કહે રૂપાશા શેઠનો મેહેલ ચણાયછે તે કામે જઇએ છીએ, માલણ કહે કે ત્યારે મારે ઘેર પણ એક મજુરીયો માણસ આવેલો છે તેને કામે લેઈ જશો? ત્યારે મજુર કહે કે મોકલોને એમાં અમારૂં શું જશે, પછી માલણે સદેવંતને ફાટલો ખાદીનો પોશાક પેહેરાવી મજુરનો ડોળ બનાવી તેમની સાથે મોકલ્યો હવે સદેવંત ત્યાં જઈ પાલક ઊપર ઊભા રહી તગારાંને ટોપલીયો આપેછે શરીરે પરશેવો વળ્યોછે, ગરદન બેશી ગઇછે રાજાનો કુંવર કે જેણે એક પાણીનો લોટો સરખો પણ ભરેલો નહિં ને આવું કામ કરવું પડેછે શાવળીંગાને રૂપાશા સોટકાં બાજી રમેછે તે સામસામી હસ્યા મશકરી કરે છે શાવળીંગા સદેવંતને મેહેનત કરતો જોઇને પોતે રમતાં રમતાં ઘાવ કર્યો.

**દોહરો**—પડપડ પાસારે ચોઘણાને, વળી પડપાસારે પોબાર; શોગટડીરે પરવશ પડીને, તુંતો લેલેરે કડીયા ગાર.

આવો શાવળીંગાનો અવાજ સાંભળી સદેવંત કહેછે.

**દોહરો**—દેરૂં દીઠું દેવનું, વળી દરસન કરવા રે જાય; દરશન તો પરશન નહીને, તું પડ પાસાપોબાર, હંસ ગયો સરોવર વીશેને, વળી દીઠું અમરીત સાર; દીઠું પણ પીધું નહીને, વળિ પડ પાસાપોબાર.

શેઠ આવી રીતે બંનેનું બોલવું જોઇ શાવળીંગાને કહેછે કે તેં કડીઆને શું કહ્યું શાવળીંગા કહે કે આપણે રમીયે છીયેને કડીયો સામું જોઈ રહ્યો છે. માટે કહું છું કે તું અમારા સામું શું જોઈ રહ્યોછે તું તારી મેળે માર લેને, અમે શેઠ આ કડીઓ રમત-

રોળીયાં કરેછે. માટે એને રજા આપો. શેઠ કહે છો 'રહો. શાવળીંગા કહે શું પૈસા હરામના આવેછે. એમ કહી ઊઠી સદેવંતનું કાંડું ઝાલી કહ્યું કે ચાલ તને હેઠળથી અડધા રોજના પૈશા અપાવું. એમ કહી હેઠળ લેઈ ગઈ. પછી સદેવંત શાવળીંગાને કહેછે.

**દોહરો**—પગેરે ગારો ખુંદીયોને, વળી માથે તે પથર ધર્યા; શાવળીંગા તારે કારણેરે, મેંતો શાં શાં કામ જોને કર્યાં.

**સોહલો**—કંઈ કંઈ કામરે કીયાં, કામનીકાજ કડીઆરે થયા; મુજને લાગ્યો તારો રંગ, રાજ છોડયું મેં તારે સંગ.

હે શાવળીંગા તારા કારણે મેં રાજ મુકીને જોગી થઇ ભીખ માગી ને વળી અનેરૂં હતું તે તગારાં પણ ઉપાડ્યાં. શાવળીંગા કહે મહારાજ પ્રિતનું કારણ એવુંજછે. સદેવંત શાવળીંગાને જોઈ ખુશી થઇને તેના ગળામાં હાથ નાંખવા જાયછે કે શાવળીંગા બોલી.

**સોહલો**—મત્રોડ મત્રોડ આંબાડાળ, કેહેડ પતલી શીરલંબેબાલ પૂરીશ રાજાજી તમારાં લાડ, આજ સાંજરે ચંપાને ઝાડ.

હે મહારાજ તમે હમણાં ઘેર જાઓ ને આજ સંધ્યાકાળે મારા મેહેલ પાછળ ચંપાબાગછે. ત્યાં આવી બેસજો ને હું છે તે અસુક ત્યાં આવીશ. સંધ્યાકાળ પડી એટલે સદેવંતરાજા પોતે પોશાક પેહેરી. એક ચંપાના થડ નીચે જઇ છાનામાના બેઠા. હવે પોહોર રાત ગઈ તો પણ શાવળીંગાને જવાનો વખત મળતો નથી. અને વીચાર કરેછે કે રાજા આવ્યા હશે ને પાછા જશેતો મારૂં વચન ખાલી જશે ને મારા ઉપર ગુસ્સો કરશે. પછી પોતેપોતાની પાસે એક મેહેલ હતો તેમાં શેકે રૂ ભર્યું હતું. ત્યાં જઇ દીવાશળી લઇને તે મેહેલ સળગાવ્યો અને જ્યાંહાં મેહેલ સળગ્યો એટલે તો તેના તણખા ઊડીને ચંપાબાગમાં જવા લાગ્યા કે બાગનાં કુતરાં ભસ્યાં તેથી બાગવાને જાણ્યુંકે ચોર હશે તેથી તે પકડવા આવ્યો. સદેવંત જીવ લેઇને નાઠો. તે માલણને ઘેર આવી ઉભો રહ્યો માલણને સદેવંત કહેછે.

**દોહરો**—છળ કરીને મને છેતર્યોને, વળી મેલાવીછેરે લાજ; પરસ્ત્રિને કારણે, મેંતો છોડ્યાં સોના જેવાં રાજ. ૬૫૨ **સોહલો.**

મેલ્યું મેં સોનેરીનું રાજ, ને એકેના સરીયું મારૂં કાજ; સમસ્યા સમજી લે બાળે વેશ, હવે હમે જઈએ પરદેશ. રાંડે ઠગ્યો મારી લીધી લાજ, હવે નહિં રહું જાવાનો આજ; રાંડે છેતરી કર્યો બીજો છેલ, મેહેલાવ્યો પારાધરનો મેહેલ.

હે બેહેનમેં એને કાજે મારી લાજને આબરૂ મૂકીને મારૂં સોના સરખુ રાજછે તે મૂકી અહીં સુધી ભટકાવા આવ્યો. મને વાયદો કરીને ત્યાં બેસારી મુંક્યો. ને એતો આવી નહીં માટે હવે મારે રહેવું નથી ગમેને દેશ પરદેશ જઇ રખડી મરીશ. માલણુ કહે ભાઇ તું અકળાયછે શીદને હું તને ગમે તેમ કરી કાલે ભેગાં કરીશ. પેલો મેહેલ સળગ્યો એટલે શાવળીંગા પોતે પોતાના મેહેલમાંથી નાઠી તેવી ચંપાબાગમાં ગઈ અને જૂવેછે તો ચપાના ઝાડ નીચે સદેવંતને દીઠો નહિ. એટલે રીસ કરી ચંપાના ઝાડને કહેછે

**દોહરો**—ઘરનીરે ઉડીહું તો વનમાં ગઈને. વ'ળી વનમાંરે લાગી લાહ્ય;ચંપાતું જાજે જડામૂળથીરે, મારૂં એકે કામ નવથાય.

હે ચંપાતું જડામૂળથી જજેકે તારા ઝાડના વાયદે મારૂં એકે કામ સફળ ન થયું. ત્યારે ચંપો કહેછે.

**ચોપાઇ**—લાગ્યા લાખેણા મેહેલ, જાળુ પરજળીઆં; એનીરે લાગી આંચ. પંખીરે સરવે ઉડીયાં. એને સમે જાને કોય ફુતારે ભસીયા; રાજાને લાગી બીક, ઉડીને નાસીયા.

હે સ્ત્રિ મને શું કરવા શ્રાપદેછે. રાજાતો આવ્યા હતા પણ મેહેલ સળગ્યો તેના તણખાથી પંખી ઉડ્યા તે જોઈ રાજા બિહીને જતા રહ્યા. શાવળીંગા પછી પક્ષિઓને ગાળો દેવા લાગી.

**દોહરો**—કોયલ કાગને માણસારે. મૂવા તમ પર પડજોરે વીજ; લાખેણા મોહોલ પરજાળીયારે, મારૂંસર્યુ નહિ એકે સીજ. મરજો કાગા તમે કોયલડીને, વળી પડી રેહેજો ઠામોરે ઠામ; બાલમ મારો વિગોગે ગયોને, મારૂં એકેના સરીયું કામ. **સોહલો**—એકે ન સરીયું મારૂં કામ, ને હઇયામાં રહી ગઈ ઝાઝી હામ; જોબન એનું બાળે વેશ, ક્યાં લખ્યો દેશ પરદેશ.

હે કાગને કોયલો તમે જ્યાં હો ત્યાં ઠરી જજો. કે મારો બા-

લમ તમારાથી બિહીને વિયોગે ગયો. એમ કહી પાછી પોતાના મેહેલમાં આવી નિરાશ થઇ સૂઇ રહી, હવે વાંહાણાનો પોહોર થયો એટલે માલણ ફુલ લેઈ શાવળીંગાને મેહેલે ગઈ, માલણને જોઇ શાવળીંગા કહેછે, હુંતો મરતી પણ મારૂં કરમ ફુટેલું તેથી એમ થયું. એમ કહી રોતી જાયછે. ને કહેછે.

**ચોપાઈ**—લગાડ્યા લાખેણા મોહોલ, સજન છેહ દેઇ ગયાં; અંનડાં આરોગાયે કેમ, અન તો અગરાજ થયાં. પરદેશણના સ્યામ, મીટ નહીં ભાળીએ; તો સાચું માનસઈઅર, પ્રાણનિશ્ચે પાડીએ. મળશે પરદેશણનો સ્યામ, જવાબ શો આલશું; સાચું માન સૈયર, પ્રાણ અમે પાડશું.

હે બેહેન તું એને ઝટ મારા ભેગો થાય એવો ઊપાય ખોળી કહાડ્ય. નહિં તો મારે વળી મરવું પડશે. પછી માલણ કહેછે.

**ચોપાઈ**—રૂઠયોરે તારો સ્યામ, તેનેરે મનાવશું; જાસે પરદેશ માંહે, તો કાગળે તેડાવશું. સઈયર તારા સ્યાંમને, અમેરે લાવશું; નહિ આવે તારો સ્યામ, તો પ્રાણ અમે પાડશું. **દોહરો**—હું એ નગરની માલણીને, ફરતીરે વેંચું ફુલ; કોણ એને વોરસેરે, ભુડી મુઘાંરે જેનાં મૂલ.

હે ભૂંડી તું શું કરવા રૂદન કરેછે એને હું તારી સાથે મેળવીશ એને કાલે ઘણું ખોટું લાગ્યું હતું. ને કેહેતો તો કે હું જઈશ. પછી મેં ઘણું કહીને, રાખ્યો છે. અને તારા વગર તેને વોહોરે એવું કોઈ બીજું દુનીઆમાં નથી માટે તું આજ માંદી થા અને એને હું વઇદ કરી મોકલુંછું. પછી તું એ આવે એટલે ધુણજે ને પછી આ તાળું છે તે ઊઘાડજે, એટલે સુરંગમાં થઈ રાજા વિરમદેના મેહેલમાં જવાશે. પણ મેહેલ સળગાવીને જુગતીથી જજો. ત્યાં રાજા વિરમદેની કુંવરી કનકાવતીછે તેને પણ સદેવંત જોડે પરણવું છે તેથી તમને તે સંઘરશે. અને હું એને કહેતી જાઊંછું કે એ બંને આવે તો તારા મેહેલમાં રાખજે. એમ કહી માલણ ઊઠીને કનકાવતની પાસે આવી અને કહ્યું કે આજ રાતરે સદેવંતને શાવળીંગા સુરંગમાં થઈ તારા મેહેલમાં આવશે માટે સાચવજે. કનકાવતી કહે ઠીકત્યારે તો હું પણ મારો

પલંગ છે તે તેના મોં ઊપર ઢાળીને સૂઈ રહીશ માલણ ત્યાંથી ઘેર આવી અને સદેવંતને કહ્યું.

**સોહલો**—વિરા તું લેને હકીમનોરે વેશ, માંથેરે મેહેલ તું છુટાકેશ; જો કોઈ પૂછે રંકને રાય, પંડ તણો પતિયાર ન જાય.

માલણ કહે તું વઇદ થઇને જા અને કોઇ પૂછે તો તેને તું જવાબ દેતો જજે. કહીં બંધાતો નહિં નહિતો વરતશે તો પછી તારો પતિયાર જશે અને આ છેલીવારનો મેળાપ છે ત્યારે સદેવંત કહે બેહેન એમાંનો મને કહેવું પડેએમ છેજ નહિં એવી તરેહના વેશ ભજવતાં મને ઘણા આવડેછે પછી સદેવંત માથાના વાળ છુટા મુકીને માથે પટકો બાંધિ હાથમાં ખલચી લેઇને મોટો ઝભો પેહેરી અબધુત હકીમ બની શાવળીંગાના મેહેલ ભણી ચાલ્યો જાયછે,

**સોહલો**—દવારે દારૂ સબ મેરી પાસ, મેં જ્યાં જાઊં ત્યાં રોગ હોવે નાશ; ખુટિ હોય તેને આવરદા દેઊ, ને મેંતો હકિમ દિલ્લીકા હોઊ, મોતિકા દીયું મોતિબાર, નગર ગલીયુંને ફીરૂં દર બાર; મેરી દવાકા જબરા કામ, નવખંડ ધરતીમાં મેરા નામ.

સદેવંત પોતે એવી રીતે બોલતો બજારમાં થઇ ચાલ્યો જાય છે એટલે દુકાનમાં શેઠ બેઠા હતા તે કેહે કે હકીમજી તમે વૈદું જાણોછો સદેવંત કહે શેઠ મેં સબ કામ જાનતા હુ પછી શેઠ પોતાને ઘેર લાવ્યા સદેવંત શાવળીંગાને જોઇ શેઠને કહેછે,

**સોહલો**—ચોસઠ જોગણી બાવન વીર, જા ઉતારૂં પરનારીકા શીર; બડેબડે ખવીશુંકું મેં ધર રગડું, મેંતો હકીમ કોઈથી ન ડરૂં; જોળીને ઓખદી મેરી પાસ, મેં જાઊં ત્યાં રોગ હોવે નાશ; મૂવા માણસ હું જીતા કરૂં, મેં હકીમ એકીલા ફરૂં.

હે શેઠ મેરી પાસ સબ છલમહે, ને મેને બડે બડે ખવીશું કુંને ફીરસતેકું તાબે કીયેહે. પછી શાવળીંગાને માથેથી દાણા ઉતારી જોઇ શેઠને કહેછે.

**સોહલો**—જીસ દીનસે તેરા બીઆહુવા, તીસ દીનસે તમ હુવા જુવા; એકલી એકાએક નીસરી બહાર, તીસ દીનસેં માંદી

હુઇ તેરી નાર. પેહેલી રાતકા તુને ઉતારાકીયા, આઠ શેઠ લે તુ જં મને ગયા; ખાયા પીયા હુઆ હુશિયાર, રાત બચી પડ રહે એક ઠાર.

હે શેઠ તું પરણવાને ગયો ને બીજે દિવસે સાસરે જમવા ગયો પછી કન્યાને તેડી લાવતાં રસ્તામાં તારી ગાડીઓ છુટી, ત્યાં તેરી ઓરત પીસાબ કરનેકું એક પાલીએકી પાસ બેઠી વાંસે બલગન બલગાહે. શેઠ કહે સાચી વાત સાચી વાત સાહેબ હવે તેને તમે સાજી કરો. પછી સદેવંત ધૂપ ધુમાડો મગાવીને પછી શાવળીંગાના સામો બેસી ધૂપ કરવા માંડયો ને ખોટા મંત્ર ભણવા માંડ્યા. પછી શાવળીંગા આંખ્યો લાલચોળ કરી સદેવંતના સામું જોઇ કહેછે.

દોહરો—ઘેલા વઇદ તને ગમ નહીંને ભુંડા દુઃખ વિના શીદ બાળ; જે દુઃખે હું તો દુબળીરે, ભુંડા તે દુઃખ મારૂં તું ટાળ.

હે વઇદ મારૂં થએલું દુઃખ ટાળતો નથી ને મને અમથો શીદ બાળેછે. તે હું નહિ નીકળું સદેવંત કહે કયા તું નહિ નિકળે તેરેકું અભી સીસામેં ઉતારતાહું, એમ કરી જ્યાં ધૂપ કર્યો એટલે શાવળીંગા ધુણવા લાગી. ને જ્યાં ત્રણ પહોર થયાને ચોથી ઠીબને લેઈ પોતે મોંમાંથી ભડકા કહાડવા માંડ્યાં એટલે શાવળીંગા કહે કે હવે જાઊંછું. પછી સદેવંત પેલા શેઠીઆને કહેછે કે, દેખો અબતો આગીઆ બેતાલકા સપાટા આતાહે. માટે તુમ સબજણે આંખો મીચો. નહિતો અંધે હોજાવગે. પેલા શેઠ કહે ખરીવાત, ચાલો બીજા મેહેલમાં જઇએ. એમ કહી બધાએ જતા રહ્યા; સદેવંત અને શાવળીંગા બન્ને એ મેહેલમાં રહ્યાં. હવે સદેવત શાવળીંગાને કહેછે કે કેમ શું કરવુંછે. શાવળીંગા કહે મહારાજ આ ભોંયરૂ મને માલણ બતાવી ગઇછે. તે તઇઆરછે. પછી શાવળીંગા પોતે શેઠના ઘરમાંથી જે સામાન લેવાનો હતો તે લેઈ એક બિલાડીની કોટમાં ઝાંઝર ઘાલી કોઠીમાં ઉતારી મેહેલ સળગાવી શુરંગમાં થઈ સદેવંતને શાવળીંગા પોતે ચાલી નિકળ્યાં હવે મેહેલ બળતો જોઈ તમામ શેઠ દોડ્યા. અને જુવેછે તો મેહેલ બરભરાટ લાગેછે. મહી પેલી બીલાડી કુદેછે. તેનું ઝાંઝર વાગેછે. તે જોઈ શેઠ કહેછે કે શેઠાણીને પેલો વૈદ બે જણુ બળી મરેછે એમ કરતાંતો ઘડી

એકમાં તમામ મેહેલ બળીને ખાખ થઇ ગયો. શેઠ પોતે શેઠાણીને બળી મુઇ જોઇ ઘણા દિલગીર થઈને બેઠાછે કે હવે મને આવી રૂપવંતી સ્ત્રી મળનાર નથી. હવે સદેવંતને શાવળીંગા પોતે સું-રંગમાં થઈ કનકાવતીને મેહેલે ગયાં. ત્યાં કનકાવતીએ સુરંગનું મોં ઊઘાડીને પોતાના મેહેલમાં લીધા હવે કનકાવતી અનેસદેવંત તથા શાવળીંગા પલંગ ઊપર બેઠાંછે તે વખત કનકાવતી રાજાની ચતુરાઇ જોવાને શમસ્યાઓ પૂછેછે.

દોહરો—સોંઘામાં સોંઘુ કીયુંને, રાજા વાહાલામાં વહાલું તે શુ હોય; દેખતામાં દેખતો કીયોને, રાજા અંધામાં અંધ જોને કોય. વૃધમાં શું હશવાપણુંને, રાજા કીઆ ગાયનમાં ગુણુ; અતિ સુખશેમાં રહ્યું ને, વળી સુખે સુવેરે નહી કુણ.

તે સાંભળી સદેવંત કનકાવતીને ઊતર આપેછે.

**દોહરો**—રાજા કહે રાણી સાંભળોને, વળી પુછ્યું તેનોરેપાર; અકલ નથીરે કાંઇ એવડીરે, રાણી રાખજો મારો તમે ભાર. સોંઘુ જે મફત મળેને, વળી જીવથી વહાલું નહિ કોય; જ્ઞાની આંખેરેદેખતોને; વળી અજ્ઞાની અંધજ હોય. હસવીવૃધની વરણાગીને ને, વળી ગુણ હરી ગાયન માંય;સુખ અતિસંતોષમાંને,વળી કરજુથી સુખે ન સુવાય.

હે રાણી તમે પૂછયું તેનો આ જવાબ છે. વળી પૂછવાનીઇચ્છા હોય તો પૂછો. કનકાવતી રાજાનું વચન સાંભળી ખુશિથઇ. અનેવહાણાનું પોહોર થયું એટલે પોતાના પિતાની પાસે જઈ કહેછે. કે હે પિતા જે હું જળદેવતીને ઇચ્છાવર વરવાને રોજ ગાગરબેડીઆં પુજતી હતી તેથી મને મારી મરજી પ્રમાણે વર મળ્યો છે. વિરમદે રાજા કહે કે કોણ છે. કનકાવતો કહે એ રાજા શાલીવાહનનો કુંવર સદેવંત તે આપણા નગરના શેઠ રૂપાશાની વહુ શાવળીંગાને લેઇને આવ્યો છે. ને એને સારૂં એ કુંવારી રહીછે. રાજા કહે કે એ વાત હું માનું નહિં માટે માહારી પાસે બોલાવ. પછી કનકાવતી સદેવંત અને શાવળીંગાને પોતાના પિતાની પાસે તેડી ગઈ. શાવળીંગા રાજા પાસે આવી રાજાને કહેછે કે, પિતા હુંતો એને સાત અવતારથી વરેલી છું ને શેઠને તો મેં મારી દાશી પરણાવી છે. રાજા

કહે કે તમારા કહેવાથી માનું નહિં. પણ શેઠને બોલાવી પુછું પછી રાજાએ શેરખાં અને રતનખાં જમાદાર હતા. તેમને બોલાવી કહ્યું કે તમે જઇ રૂપાશા શેઠને તેડી લાવો. પછી જમાદાર જઇ શેઠને કહેછે કે રાજા તમને દરબારમાં બોલાવેછે. શેઠ કહે કે હમણા દરબાર હુંથી ગયો કે જીવ પડીકે બાંધ્યોછે, કાલ અત્યારે વહુ પરણી લાવ્યા હતા તે બળી મુઇછે. જમાદાર કહે એતો દરબારમાં એ રહી. રાજા શાલીવાહનનો છોકરો સદેવંત લેઇ આવ્યો છે શેઠ કહે ખરી વાત હશે કેમકે એજ કાસે કપટથી વર્દિ થઇને આવ્યો હશે. પછી પોતાના સગાં વહાલાંને બોલાવ્યાં ને બધી વાત કહી પછી બધા વાણીયા એકઠા થયા અને કહેછે.

દોહરો—વેદ થઇને આવીઓને, વળી લેઇ ગયો શાવળીંગા નાર; રાજદરબારે સંચર્યોરે, રાજા વિરમદેને દરબાર.

ચોપાઈ—શેઠ મળ્યા શાહુકાર, મળીને બાધી થડી; કોકનીવહુ દીકરી, પરાણે શું લેશે જડી. આજ નથી શેહેરમાં રાજ, હડતાળું દોહાટડે; લીલા કવિનું કામ, ભુંડું કર્યું ભાટડે.

તમામ વાણીઆ એક સંપ કરી કહેછે કે, એતો કપટ કરીને લેઇ ગયો પણ જો હાથમાં આવ્યો હોતતો મારીને કકડા કરી નાખત પણ શું કરીએ રાજાના દરબારમાં ગયોછે. પછી સૌ એક સંપ કરી રાજાના દરબારમાં ગયા. ત્યાં રાજા બેઠા છે. ને જોડે સદેવંતને શાવળીંગા ઊભાડે છો ઊભાછે. પછી રાજા શેઠને જોઈ કહેછે

ચોપાઈ—શેઠ મળ્યા શાહુકાર, તેતો અમે જાણીઆ; સાચેરેસાચુ બોલો, વેપારી તમે વાણીયાં. રાજદરબારમાં કાય, અસત્ય નવાં ભાંખજો; હોય કુંવરનો વાંક, તો માણસછે તે રાખજો,

રાજા કહે કે સાચે સાચું બોલો, જો કુંવરનો વાંક હોય તો તમારી સ્ત્રી તમે લેઈ જાઓ, રૂપાશા શેઠ તો પોતે શાવળીગાને જોઈ નિચું ઘાલ્યું તે ઊંચું પણ જોવાતુ નથી પછી શાવળીંગા કહેછે કે, હે રાજા એને હું પરણી નથી મેં મારી લવીંગીઆ દાશી પરણાવીછે ને તે કરતાં ન માનો તો તેમનો ગોર દેવજી વ્યાસછે,

તેને બોલાવીને પૂછો કે તેં કોને ચુંડી પાનેતર પેહેરાવીને પરણાવી છે, એ સાંભળી રાજા શેઠને કહેછે, કે જો શેઠ એ વાત સાચી હોયતો છુટકો કરી ઘેર જાઓ, ને જુઠી હોય તો દેવજીને બોલાવો; પછી શેઠ કહે છે.

**દોહરો**—રૂપાશા તો એમ બોલીયાને, રાજા સાંભળો મારી એક વાત; સદેવંતને તો ઝાઝી કરીને, માઇ માણુસ ન રહ્યું હાથ.

હે રાજા તમો કહોછો કે છુટકો કરો પણ વગર છુટકે છુટકો છે કે તેને રહેવું નથી. પછી છુટકાનું શું કામ છે. એમ કહી પોતે ઘેર આવ્યા. હવે રાજા વિરમદે પોતાની કુંવરીને સદેવંત જોડે પરણાવા કાજે ઘડીઆં લગન લીધાં ને પોતે ચોરી બંધાવીને પોતાની કુંવરીને અને શાવળીંગાને પોતાને ઘેર પરણાવેછે.

**ચોપાઇ**—ચોરી બંધાવી ચાર, પ્રિતે પરણાવીયાં; રાજેંદ્ર બેઠા એક, બે કોરે બે રાણીયાં. ધવળ મંગળને ધોળ, વધાવાંરે વાગીઆં; શુભલગ્ને શાવધાન, પ્રિતેથી પરણાવીઆં.— પછી રાજા વીરમદેએ બંનેને કન્યાદાન દીધું. ને વાજતે ગાજતે પરણાવ્યાં. પરણી ઉઠી પોતાના રંગમેહેલમાં ગયાં. પછી શાવળીંગા સદેવંતને કહેછે.

**ચોપાઇ**—વાહરે વાલમ વાહ, જનમારો બધો હારીયાં; કંથા તમારે કાજ, રહીતી હું કુંવારીયાં, ૬૯૬

હે મહારાજ તમારે સારૂં જનમારો હારીને કુંવારી રહીતી તો તમારૂં કામ થયું ત્યારે સદેવંત કહેછે.

**સોહલો**—ગધેસંગ અવતાર થયો જ્યાંય, વિપ્રથઇ હું વર્યો તો ત્યાંય; કપીલ થઇને વાવ્યમાં રહ્યો, માર ખાવા મદારીને ઘેર ગયો. ૬૯૭ સુડાને વેશે નાગે ગળ્યાં, ચકવા ચકવી થઇ દવમાં બળ્યાં. મોર થઇ બાળ્યુંતું અંગ, વિપ્ર થઇ વિંધાવ્યું તંન

હે રાણી તારે કારણ સાત અવતાર એમ ભોગવવા પડ્યાછે. ને તું કહેછે કે હું કુંવારી રહી તો કામ થયું પણ કે જો તું કુ

વારી ન રહી હોત તો હું વળી તારા પાછળ રાજપાટ મુંકીને ભટકત શું કરવા એમ કહી ત્રણજણ સુતાંછે.

**ચોપાઈ**—રંગમેહેલની માંય, ત્રણે જણ સુઈ ગયાં; લખ્યા હતા છઠીના લેખ, નામતો અમર રહી ગયાં ૬૯૯

પોતાને વિધાત્રાએ લેખ લખ્યા હતા તે પ્રમાણે છ અવતાર વિયોગે ભોગવી સાતમે અવતાર આટલું દુઃખ સહીસંજોગ ગતિને પામ્યાં. વહાણાનુંપોહોર થયું કે રાજાએ જવાની તઈયારી કરી.

**ચોપાઇ**—ધીંધી વાગ્યાં ઢોલ, જાનરે જોડાવીયાં; અમીર ને ઉમરાવ, સાથે સરવે ચાલીયાં ૭૦૦ રાજા વિરમદે કોય, કામ તો ભલાં કર્યા; પરણી સદેવંતરાય, ઘરદીશાએ પધારીયા ૭૦૧ ગોર આવીને કોય,આશીશું બહુ દીએ; ભાટ ચારણને કોય,દાન અતીશે દીયે.

**સોહલો**—સદેવંત રાજા નિસર્યો બહાર, નગરલોક મળ્યારે અપાર; શીખું લઈને જોડી જાન, રાજા વિરમદેએ દીધાં માન. બ્રાહ્મણ સરવેને દીધાં દાન, મનમાં નહી જરા અભિમાન, વહેલા વહેલા તમે આવજો, સંદેસા સારા કહાવજો.

**કવિત છપો**—કુંકણ, દમણ, કનોજ, કચપંચાલ તેલંતર સ્વેતબંધરામેશ્વર, સાતસાહેર, જાડખંડમેવાડ, ગુજરધર વેરાડખંડ, એટલા પાટ, છદરવચે, શાખા બાંધી શાલીવાન, ભોમ દક્ષણભોગવે મલક શેહેર મેવાડ, તેમાંરાજ મુંગીપર, નવકોટીમારવાડ, ધજબધ ધમ લાગર, નવ લખી બજાર, કોશ પચીશ અનામે, શોભા શેહેરની જોઇ, વારંવાર ઇંદ્ર વખાણે તે ફરતે સમુદ્ર, ચોફેર તે ફરે, શાખા બાંધી શાલીવાંણ, રાજ કરે એક ચકવે.

રાજા વિરમદે એ સદેવંતને હાથી, ઘોડા, રથ, અને થોડું ઘણું લશ્કર આપીને વદાય કર્યા. હવે સદેવંત રાજા ત્યાંથી પોતે પોતાના નગરમાં આવ્યા.

**ચોપાઈ**—ધીધી વાગ્યાં ઢોલ, શેહેર પોતાને આવીયાં; આવ્યાં મોહોલાં માંય, મોતીડે વધાવીયાં. ગરીબ ગરબાના કોય, દુખ સર્વેનાં કાપીયાં; સરવ રાણી શીર મોડ, શાવળીંગા પાટેશ્વર થાપીયાં; થડ થડકે કોય, કવેશ્વર કહી ગયા: શાખા બાંધી શાલીવાન, નામતો અમર રહી ગયાં.

**દોહરો**—એવી પ્રિત્યુ કોઇક કરેને, વળી શાખારે બાંધી શાલીવાન; કોક કવેશ્વર કહી ગયાને, એમનાં અમર રહી ગયાં નામ.

## સોહલો.

એ વારતા સંપુરણજ કરી,
વાણી નિરમળ રસિક ભરી;
સદેવંત શાવળીંગાના પેહોંચ્યા કોડ,
એકવાર બોલો જે જે શ્રી રણછોડ.

